# શ્રી જૈન રામાયણ

## • છટ્ઠો ભાગ •

શ્રી ત્રિષષ્ટિ-શલાકાપુરૂષ-ચરિત્ર નામક
મહાકાવ્યના સાતમા પર્વના 'સીતાપરિત્યાગ'
નામના આઠમા સર્ગનો ત્રીજો ભાગ

શ્રી વીરશાસન
સાપ્તાહિકના ગ્રાહકોને ૧૮ મા વર્ષની ભેટ

પ્રાતઃસ્મરણીય, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્

હેમચન્દ્રસૂરીશ્વરજી

મહારાજાએ રચેલું

અને

પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ

શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી

મહારાજના વિવેચનથી વિશિષ્ટ

શ્રી જૈન પ્રવચનના સંપાદકનું

# નિવેદન

અનેક ગુણગણાલંકૃત પૂ. બાલબ્રહ્મચારી, પરમ શાસનપ્રભાવક, પરમારાધ્ય, વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યવર્ય શ્રીમદ્ **વિજયરામચંદ્રસૂરીશ્વરજી** મહારાજાનાં અતિ મનનીય ને બોધક રસિકતાભર્યાં વ્યાખ્યાનોનું સારભૂત અવતરણ પ્રગટ કરવાનો અમારો પ્રયાસ ચાલુ છે. તેમાં પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીના વાસ્તવિક આશયથી વિરૂદ્ધ આશયને પેદા કરનારી જે કાંઈ ઉક્તિ અમારા પ્રમાદથી મૂકાઈ જતી હોય, તદર્થે અમે તે પરમ તારકની ક્ષમાના પ્રાર્થી છીએ. વાંચકો પ્રત્યે પણ અમારૂં નિવેદન છે કે—તેમને જે કાંઈ શંકાસ્પદ ભાસે, તેનો અમારી પાસેથી ખૂલાસો મેળવે : કૃપા કરીને તેઓ અમારા પ્રમાદને કારણે, પૂ. પ્રવચનકાર—મહાત્માશ્રીને વગોવે નહિ.



આચાર્યશ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજ.

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ આચાર્યદેવ શ્રીમદ્

## વિજયદાનસૂરીશ્વરજી મહારાજાના

—: પટ્ટાલંકાર :—



પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્

# વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ

પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ, આચાર્યવર્ય શ્રીમદ્

વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના

-: પટ્ટપ્રભાકર :-



પૂ. પરમશાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ,

આચાર્યદેવ શ્રીમદ્

વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

# પ્રાક્-કથન



પૂજ્યપાદ, સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વર્ગસ્થ આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજાના પટ્ટપ્રભાકર, પૂજ્યવર્ય સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પટ્ટાલંકાર, પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાના વિવેચનથી વિશિષ્ટ એવા શ્રી જૈન રામાયણનો આ છઠ્ઠો ભાગ, જામનગરનિવાસી, સત્સાહિત્યપ્રેમી શેઠ શાન્તિદાસ ખેતશીભાઈની ઉદાર આર્થિક સહાયથી, શ્રી વીરશાસન સાપ્તાહિકના અઢારમા વર્ષના ગ્રાહકોને આપવા માટેના ભેટપુસ્તક તરીકે પ્રગટ કરી, સુજ્ઞ વાંચકોના કરકમલમાં સાદર અર્પણ કરતાં, અમને અતિશય આનન્દ થાય છે.

શ્રી જૈન રામાયણના આ પૂર્વે પ્રગટ કરવામાં આવેલા પાંચ ભાગો ખૂબ જ લોકપ્રિયતાને પ્રાપ્ત થયા છે. શેષ ભાગો માટેની વારંવારની માગણી, એ એનો અચૂક પૂરાવો છે. ગયા વર્ષે અમે **શ્રી વીરવિભુની અન્તિમ દેશના અને આરાધનાનો માર્ગ**–એમ બે ગ્રન્થરત્નો ભેટ આપેલ : પરન્તુ પહેલાં શ્રી જૈન રામાયણના બાકીના ભાગો પ્રગટ કર્યા પછી જ, બીજા ગ્રન્થો આપવા માટે અમને અનેકો તરફથી સૂચવાયું હતું. એ સૂચનાનો અમે અમલ કરી શકયા છીએ, એ અમારા વિશેષ આનન્દનું મૂખ્ય કારણ છે.

આ રામાયણને 'જૈન' શબ્દ એટલા જ માટે યોજવામાં આવે છે કે–વાલ્મિકી રામાયણ આદિ જે હિન્દુ રામાયણો વિદ્યમાન છે, તેનાથી આ ભિન્ન છે એમ સમજી શકાય. એ રામાયણો અને આ રામાયણ વચ્ચે ઘણો ભેદ છે, એમ હિન્દુ રામાયણોના જ્ઞાતાઓ સહેલાઇથી સમજી શકશે. એ ભેદ અને એના હેતુ આદિ વિષેના વર્ણનની અત્રે જરૂર નથી.

શ્રી રામચન્દ્રજી આદિ મહાપુરૂષો અને શ્રીમતી સીતાદેવી આદિ મહાસતીઓના જીવનવૃત્તાન્તો, અનેક જૈન મહાત્માઓની પવિત્ર કલમે લખાયા છે. આ ગ્રન્થના મૂળ રચયિતા–પ્રાતઃસ્મરણીય, કલિકાલસર્વજ્ઞ, આ-ચાર્યભગવાન શ્રીમદ્ **હેમચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા છે.

ચોવીસ તીર્થપતિ-પરમાત્માઓ, બાર ચક્રવર્તિઓ, નવ વાસુદેવો, નવ પ્રતિવાસુદેવો અને નવ બલદેવો-એમ ત્રેસઠ શલાકા-પુરૂષો ગણાય છે. દરેક ઉત્સર્પિણીમાં અને દરેક અવસર્પિણીમાં આવા ત્રેસઠ પુરૂષોત્તમો થાય છે. અત્યારે અવસર્પિણી કાળ ચાલુ છે. પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ, આ શ્રી ભરતક્ષેત્રમાં ચાલુ અવસર્પિણીમાં થયેલા ભગવાન શ્રી ઋષભદેવસ્વામિજી આદિ ત્રેસઠ શલાકા-પુરૂષોનાં પવિત્ર જીવનચરિત્રોનું વર્ણન સંસ્કૃત પદ્યમાં આલેખ્યું છે. એ એક મહાકાવ્ય તરીકે સુવિખ્યાત છે. શ્રી ત્રિષષ્ટિ-શલાકાપુરૂષ-ચરિત્ર -એ, એ મહાકાવ્યનું નામ છે. આ મહાકાવ્ય દશ પર્વોમાં વહેંચાએલું છે. એ દરેક પર્વોને પણ, તેના રચયિતા પરમર્ષિએ સર્ગો દ્વારા વિભક્ત કર્યું છે. એ મહાકાવ્યનું સાતમું પર્વ અગીઆર સર્ગોમાં વહેં-ચાએલું છે. સાતમા પર્વના અગીઆર સર્ગો પૈકીના પહેલા દશ સર્ગોમાં બલદેવ શ્રી રામચન્દ્રજી, વાસુદેવ શ્રી લક્ષ્મણજી, મહાસતી સીતાદેવી અને પ્રતિવાસુદેવ શ્રી રાવણ આદિના જીવનવૃત્તાન્તોનું વર્ણન છે. આથી સાતમું પર્વ શ્રી જૈન રામાયણ તરીકે પણ પ્રસિદ્ધિને પામેલું છે.

જૈન મુનિવરોની દૈનિક પ્રવચનો માટેની એવી શૈલિ પ્રવર્તમાન છે, કે જેથી દૈનિક પ્રવચનો બે વિભાગમાં વહેંચાય છે. પ્રવચનની શરૂઆત કોઈ તત્ત્વસ્વરૂપ-પ્રધાન ગ્રન્થને અવલંબીને થાય છે: અમૂક સમયે પોરિસી

ભણાવાય છે: અને તે પછી કથાગ્રંથને અવલંબીને ઉપદેશ અપાય છે. એ રીતિના બીજા વિભાગ રૂપે જ આ પ્રવચનો અપાયાં હતાં.

પૂ. શ્રી. વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પોતાના પરમ ગુરૂદેવ અને ગુરૂદેવની છત્રછાયામાં વિ. સં. ૧૯૮૫ અને વિ. સં. ૧૯૮૬નાં ચાતુર્માસ મુંબઈમાં કર્યાં હતાં. તે વખતે આ સાતમા પર્વને અવલંબીને તેઓશ્રીએ જે પ્રવચનો આપ્યાં હતાં, તેના સારનો આ સંગ્રહ છે. કથાગ્રન્થને અવલંબીને અપાએલાં આ પ્રવચનોની પણ, શ્રોતાવર્ગ ઉપર ઘણી જ સુન્દર અસર થવા પામી હતી.

એક તો પૂ. શ્રી. હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા જેવા મહાપુરૂષ આ ગ્રન્થના નિર્માતા અને તેમાં ય વિવેચક તરીકે પૂ. શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ: પછી કમીના શી રહે? અને એ વિવેચન પણ જ્યાં સુવિશાલ સભા સમક્ષ તેમ જ ધર્મભાવનાના ઘાતક કોલાહલમય વાતાવરણ વચ્ચે થયેલું હોય, એટલે એમાં પ્રાસંગિક ઉપદેશો જ ભરેલા હોય તે સ્વાભાવિક છે. એ કારણે પણ, આવો ગ્રન્થ વધુ ઉપકારક નિવડે અને વિશેષ શિષ્ટજનપ્રિય બને તે સહજ છે.

કથાને અવલંબીને ઉપદેશ આપવો, એને આજે કેટલાકો સામાન્ય કાર્ય ગણાવી, તેની અવગણના કરવાની પણ હામ ભીડે છે: પણ વિચારવામાં આવે તો

સમજી શકાય તેમ છે કે-કથાઓ દ્વારા સદુપદેશ આપવામાં ખૂબ ખૂબ કુશળતા જોઈએ છે. ક્યા પ્રસંગને ક્યા રૂપે શ્રોતાઓ સમક્ષ રજૂ કરવો જોઇએ અને તે તે પ્રસંગમાંથી શો નિષ્કર્ષ કાઢવો જોઈએ-એના યથાર્થ જ્ઞાન વિનાના ઉપદેશકો, કથા વર્ણવતાં વર્ણવતાં ઉન્માર્ગનું પોષણ કરનારા બની જાય છે. તેના ઉદાહરણ તરીકે સાગરાનંદસૂરિએ કરેલા શ્રી નયસારના વર્ણનને આગળ ધરી શકાય તેમ છે. શ્રી નયસારની ઉત્તમતા બતાવતાં તેમણે એવું એવું પણ વર્ણન કર્યું છે, કે જે પાપપ્રેરક જ ગણાય. જો કે-સાગરાનંદસૂરિએ તો તેમના 'સિદ્ધચક્ર' પાક્ષિકમાં બીજાં પણ અનેક સ્થાનોએ ભયંકર ઉત્સૂત્રપ્રરૂપણો કરેલાં છે : પરન્તુ અમે તો વાંચકોનું અત્રે એ તરફ લક્ષ્ય દોરવાને ઈચ્છીએ છીએ કે-સાગરાનંદસૂરિ જેવા પણ કથા ઉપરથી વર્ણન કરતાં ઉન્માર્ગપોષક બની ગયા છે, એટલે કથાને અવલંબીને સદ્ધર્મનો ઉપદેશ દેવો, એય સામાન્ય આત્માઓ માટે શક્ય નથી. શ્રી જિનશાસનના મર્મને પામેલા અને વિશિષ્ટ બુદ્ધિવૈભવના સ્વામી એવા આત્માઓ જ કથા દ્વારા પણ સ્વ-પરહિતકારક ઉપદેશના દાતા બની શકે છે.

શ્રી જૈન રામાયણના આ ભાગો, વસ્તુતઃ કથાપ્રધાન નથી રહ્યા : પણ તત્ત્વોપદેશપ્રધાન બન્યા છે. ડગલે ને પગલે પૂ. શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પ્રાસંગિક અને તે સાથે તત્કાલીન વાતાવરણને

સ્પર્શતું વિવેચન કર્યું છે. આમાં વર્તમાન પ્રશ્નોની સ્થલે સ્થલે છણાવટ કરવામાં આવી છે. આથી આ ગ્રન્થ વિશેષ મનનીય અને વિશેષ ઉપકારક બની ગયો છે.

શ્રી જૈન રામાયણનો આ છઠ્ઠો ભાગ છે અને તે છતાં પણ આ ભાગમાં શ્રી જૈન રામાયણ સંપૂર્ણ થતું નથી. હજુ બે સર્ગો બાકી રહે છે. છ ભાગોમાં જે આઠ સર્ગો પ્રગટ થયા છે, તે નીચે મુજબ છે:–

**પહેલો ભાગ** : પહેલો અને બીજો સર્ગ. પૃ. ૩૨૦.

**બીજો ભાગ** : ત્રીજો સર્ગ આખો અને ચોથા સર્ગનો અમૂક ભાગ, કે જે ૪૨ પ્રવચનોમાં વહેંચાએલો છે. પૃ.૪૩૮

**ત્રીજો ભાગ** : ૪૩ થી ૬૩ સુધીનાં અધુરા રહેલા ચોથા સર્ગનાં પ્રવચનો અને પાંચમો સર્ગ પૂરો. પૃ. ૪૦૬.

**ચોથો ભાગ** : છઠ્ઠો અને સાતમો સર્ગ આખો તથા આઠમા સર્ગનો અમૂક ભાગ, કે જે ૩ પ્રવચનોમાં વહેંચાએલો છે. પૃ. ૪૦૮.

**પાંચમો ભાગ** : અધુરા રહેલા આઠમા સર્ગમાંથી અમૂક ભાગ, કે જે ૪ થી ૧૪ પ્રવચનોમાં વહેંચાએલો છે. પૃ.૪૬૦

છઠ્ઠો ભાગ : અધુરા રહેલા આઠમા સર્ગનો
છેલ્લો પૂરો ભાગ. ૧૫ અને ૧૬
—એમ બે પ્રવચનોમાં.

અત્રે એક ખૂલાસો કરી દેવો એ આવશ્યક છે, કે જેથી પ્રવચનોના આંક સંબંધી કોઈ પણ પ્રકારની ગેરસમજ ઉત્પન્ન થવા પામે નહિ.

વાંચકોને યાદ તો હશે જ કે—પૂ. શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજા જ્યારે વિ. સં. ૧૯૮૫ માં પહેલ-વહેલા મુંબઈ પધાર્યા, તે વખતે તેઓશ્રીનાં પ્રભાવક પ્રવચનોએ અજબ આકર્ષણ જમાવ્યું હતું. એ વખતે કેટલાક ધર્મપ્રેમી ભાઈઓને એમ લાગ્યું કે—'આવાં પ્રવચનોનું સારભૂત અવતરણ જો પત્રિકા રૂપે પ્રગટ કરવામાં આવે, તો એથી મુંબઈનાં પરાંમાં વસવાના કારણે વ્યાખ્યાનમાં નિયમિત નહિ આવી શકનારાં તેમજ બહારગામ વસનારાં ભાઈ-બેનોને માટે પણ ઉપકારનું એક સુન્દર સાધન પૂરૂં પાડી શકાય.' આવા હેતુથી, "શ્રી જૈન પ્રવચન" નામથી એક અઠવાડિક પત્રિકા, માત્ર છ મહિનાને માટે જ પ્રગટ કરવાનો તેઓએ પ્રયત્ન કર્યો. છ મહિનામાં તો શ્રી જૈન પ્રવચન ખૂબ જ લોકપ્રિય બન્યું અને વાંચકોએ આ પત્રને વધુ વખત ચાલુ રાખવાની તેના સંચાલકોને ભારપૂર્વક ભલામણ અને આગ્રહભરી વિનંતિ કરી. આથી એ પત્ર ચાલુ

રાખવામાં આવ્યું અને આજે તો તેનું અગીઆરમું વર્ષ ચાલે છે. પૂ. શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાનાં શ્રી જિનાજ્ઞાસારગર્ભિત પ્રવચનો, વર્તમાન વાતાવરણના પણ પ્રશ્નોની છણાવટથી ભરપૂર હોઈને, સુવિહિત શ્રી-સંઘની વિશેષ પ્રિયતાને પામે તે સ્વાભાવિક જ છે. જૈનસમાજની-ચતુર્વિધ શ્રીસંઘની વર્તમાનકાલીન પરિ-સ્થિતિનો જેણે સાચો વૃત્તાન્ત લખવો હશે, તેને માટે પણ આ પ્રવચનો સારામાં સારી રીતિએ સહાયક બન્યા વિના નહિ રહે. ચતુર્વિધ શ્રીસંઘને, શ્રી જિનશાસન પ્રતિની શ્રદ્ધામાં સુસ્થિર અને તેના અમલમાં પરાયણ બનાવવામાં, શ્રી જૈન પ્રવચન આ કાળમાં અનુપમ ફાળો આપી રહ્યું છે. એથી જડવાદમાં દોરાઈ ગયેલાઓ, ઉત્સૂત્રપ્રરૂપકો અને તેજોદ્વેષી આત્માઓ શ્રી જૈન પ્રવચન માટેય જેમ-તેમ બોલે તો તે સ્વાભાવિક જ છે: પરન્તુ એવાઓ જ વિરોધ કરે છે અને શાસનસ્થ શ્રીસંઘ મુક્તકંઠે પ્રશંસા કરે છે, એ વસ્તુ પણ શ્રી જૈન પ્રવચનની શાસનસ્થતા તથા મહત્તાની સૂચક છે.

અસ્તુ. આ શ્રી જૈન પ્રવચનમાં, શ્રી જૈન રામાયણને અવલંબીને અપાયેલાં પ્રવચનોનો સાર પણ પ્રગટ થઇ ચૂકેલો છે. તેના જ આધારે તૈયાર કરીને શ્રી જૈન પ્રવચન કાર્યાલયના સંચાલકોએ અમને આપેલ પ્રવચનો, અમે પુસ્તક રૂપે પ્રગટ કર્યા છે. પહેલાં તો શ્રી જૈન પ્રવચનમાં, એક દિવસમાં જે વંચાયું હોય તેનું એક

પ્રવચન, એ રીતિએ આંક મૂકીને શ્રી જૈન રામાયણું વિવેચન સાથે પ્રગટ કરવામાં આવતું : પાછળથી સંખ્યાબંધ પ્રવચનોને ટૂંકાવી, તેને એક પ્રવચન રૂપ બનાવી, તે મુજબના આંક મૂકવાની પ્રથા શરૂ કરાઇ. આથી જ; છઠ્ઠા સર્ગનો માત્ર સાત પ્રવચનોમાં અને સાતમા સર્ગનો માત્ર ચાર પ્રવચનોમાં જ સમાવેશ થયો છે; જ્યારે તે પૂર્વેના સર્ગો તો સંખ્યાબંધ પ્રવચનોમાં વહેંચાએલા છે. આઠમો સર્ગ તો ઘણો જ મોટો થયો છે અને એથી જ આઠમા સર્ગનાં પ્રવચનોનો આંક—ચોથા, પાંચમા અને આ છઠ્ઠા ભાગમાં થઈને—૧૬ સુધી પહોંચ્યો છે.

જો કે—શ્રી જૈન પ્રવચનમાં તો આઠમા સર્ગને લગતાં પ્રવચનોનો આંક ૧૬ સુધીનો જ છે એમ નથી, પણ વાત એવી બની છે કે—આ ગ્રન્થોને છપાવીને પ્રગટ કરવાને માટે આર્થિક સહાય આપનાર શેઠ શાન્તિદાસ ખેતશીભાઈ, આ જૈન રામાયણને સળંગ શ્રેણિ તરીકે પ્રગટ કરાવવાને માટે ખૂબ આતુર છે. પ્રવચનોમાં તો આગલા દિવસોમાં કહેવાએલી કથા આદિ પછીના દિવસોએ પણ આવે, પરન્તુ તેમની ઇચ્છા એવી છે કે—વિવેચનને બાધ ન પહોંચે એવી રીતિએ આખાય શ્રી જૈન રામાયણને તૈયાર કરવું. આ સૂચનાના પ્રથમ અમલ તરીકે શ્રી જૈન પ્રવચન કાર્યાલયે આ છઠ્ઠા ભાગમાં આપવાનો પ્રવચનસાર તૈયાર કરી આપેલો છે. આ ભાગમાં ૧૫ અને ૧૬ એમ બે પ્રવચનો પણ ન છૂટકે જ

કરવાં પડ્યાં છે : કારણ કે—એ વિના પ્રાસંગિક વિવેચન કાઢી નાખવું પડે તેમ હતું. આટલા સ્પષ્ટીકરણ ઉપરથી 'શરૂઆતના ભાગોમાં પ્રવચનોના સંખ્યાબંધ આંક કેમ હતા, પાછળના ભાગોમાં તે આંક ઘટ્યા કેમ અને આ ભાગમાં માત્ર બે જ આંક મૂકવામાં આવ્યા છે તેનો હેતુ શો ?'—એ વસ્તુને વાંચકો સમજી શકશે.

પ્રાન્તે—અમે શેઠ શાન્તિદાસ ખેતશીભાઈનો આભાર તો જૂદો માનેલો હોઈને, શ્રી જૈન પ્રવચન કાર્યાલયના સંચાલકોનો આભાર માનીએ છીએ, કે જેઓએ ખાસ તકલીફ ઉઠાવીને અમને આ ભાગ માટેનો પ્રવચનસાર તૈયાર કરાવી આપ્યો છે. શ્રી જૈન પ્રવચનના સંપાદકનું જે નિવેદન, આ પુસ્તકના આ પૂર્વ વિભાગના ચોથા પાના ઉપર પ્રગટ કરવામાં આવ્યું છે, તેના તરફ પણ વાંચકોનું ખાસ લક્ષ્ય દોરીએ છીએ.

—પ્રકાશક.

# શ્રી જૈન રામાયણ

## : છટ્ઠો ભાગ :



## અ૦નુ૦ક્ર૦મ૦ણિ૦કા

[ આઠમા સર્ગના પહેલા ત્રણ પ્રવચનો શ્રી જૈન રામાયણના ચોથા ભાગમાં પ્રગટ થયાં છે: અને આઠમા સર્ગનાં ચારથી ચૌદ સુધીનાં પ્રવચનો શ્રી જૈન રામાયણના પાંચમા ભાગમાં પ્રગટ થયાં છે, આથી જ આ અનુક્રમણિકા આઠમા સર્ગના પંદરમા પ્રવચનથી શરૂ થાય છે. ]

### શિર્ષકાનુસાર :

[ આઠમો સર્ગ-પંદરમું પ્રવચન ]

[ આઠમો સર્ગ-સોળમું પ્રવચન ]

## આ ગ્રંથ જો તમને ગમે,

તો અમે ઇચ્છીએ છીએ કે-તમે અમારી આ ભલામણ માટે જરૂર વિચાર કરશો. જે મહાપુરૂષનાં પ્રવચનોનું સારભૂત અવતરણ આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે, તે મહાપુરૂષનાં પ્રવચનોનું સારભૂત અવતરણ પ્રગટ કરવાને માટે જ અમે એક સાપ્તાહિક પત્ર ચલાવીએ છીએ. એનું પવિત્ર નામ છે—

# શ્રી જૈન પ્રવચન

આ પત્ર દર રવિવારે પ્રગટ થાય છે. આ પત્રના ગ્રાહક થવાની અમારી ભલામણ છે. વાર્ષિક લવાજમ પણ માત્ર રૂા. ૩-૧૨-૦ છે. તમારી ઇચ્છા હોય અને જણાવશો તો નમુનાનો એક અંક મફત પણ મોકલી આપીશું. લખોઃ—

## શ્રી જૈન પ્રવચન કાર્યાલય

C/o. પોસ્ટ બોક્ષ નં. ૬

સલાપસ ક્રોસ રોડ—— —— —— ——અમદાવાદ

## પૂ. પ્રવચનકાર મહાત્માના મનનીય ગ્રન્થો.
## સેટ ખરીદનારને ખાસ લાભ.

| | | |
|---|---|---|
| ૧. | શ્રી આચારાંગ–પ્રથમ ભાગ .... .... | રૂા. ૨–૦–૦ |
| ૨. | શ્રી રામાયણુ–પ્રથમ ભાગ .... .... | રૂા. ૨–૦–૦ |
| ૩. | શ્રી રામાયણુ–બીજો ભાગ .... .... | રૂા. ૨–૦–૦ |
| ૪. | શ્રી રામાયણુ–ત્રીજો ભાગ .... .... | રૂા. ૨–૦–૦ |
| ૫. | શ્રી રામાયણુ–પાંચમો ભાગ.... .... | રૂા. ૨–૦–૦ |
| ૬. | શ્રી રામાયણુ–છટ્ઠો ભાગ .... .... | રૂા. ૨–૦–૦ |
| ૭. | શ્રીસંઘનું સ્વરૂપ–પ્રથમ ભાગ.... .... | રૂા. ૨–૦–૦ |
| ૮. | શ્રીસંઘનું સ્વરૂપ–બીજો ભાગ.... .... | રૂા. ૨–૦–૦ |
| ૯. | સત્યનું સમર્થન .... .... .... .... | રૂા. ૧–૦–૦ |
| ૧૦. | શ્રી સનાતન સત્યનો સાક્ષાત્કાર .... | રૂા. ૦-૧૨-૦ |
| ૧૧. | શ્રી વીરવિભુની અન્તિમ દેશના .... | રૂા. ૧–૪–૦ |
| | | રૂા. ૧૯–૦–૦ |

**આ દસ અમૂલ્ય ગ્રંથોનો સેટ ખાસ પ્રચારના ઉદ્દેશથી રૂા. ૧૯–૦–૦ ને બદલે રૂા. ૧૪–૪–૦માં મળશે.** આખો સેટ ખરીદનારને 'પ્રકાશનાં કિરણો' નામનું પુસ્તક ભેટ મોકલવામાં આવશે. **પોસ્ટેજ અલગ.**

નં. ૯ અને ૧૦ એ બે પુસ્તકો ઘણા વખત પહેલાં છપાએલાં હોઈ જુનાં છે.

શ્રી જૈન પ્રવચન કાર્યાલય.

C/o ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ,

પો. બો. નં. ૬, સલાપસ ક્રોસ રોડ : **અમદાવાદ.**

# અશુદ્ધિ–શુદ્ધિનું સૂચન

આ પુસ્તક ઘણી જ ઝડપે તૈયાર કરેલ હોઈ અશુદ્ધિઓ રહી જવા પામી હોય એ સુસંભવિત છે. ઉપલક નજરે જોઈ જતાં જે અશુદ્ધિઓ નજરે ચઢી, તેના નિવારણ માટે આ સૂચન અપાયું છેઃ–

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૭ | ૧૩ | ફરમાવી | ફરમાવી. |
| ૩૯ | ૪ | બનાવા | બનાવી |
| ૮૭ | ૨ | તેને | તને |
| ૮૮ | ૧૯ | સ્વાભાવક | સ્વાભાવિક |
| ૧૦૧ | ૨૨ | એછી | એથી |
| ૧૦૨ | ૧૭ | કામતુરતા | કામાતુરતા |
| ૧૦૯ | ૩ | રવાર્થમાં | સ્વાર્થમાં |
| ,, | ૧૧ | દુષ્ટમાં | કષ્ટમાં |
| ૧૩૧ | ૧૦ | દુષ્ટાતા | દુષ્ટતા |
| ૧૪૩ | ૮ | सुस्तैः | सुतैः |
| ,, | ૯ | सुरानन्दा... | सुरनन्दा... |
| ૧૭૦ | ૧૬ | કે યોગ | કે જે યોગ |
| ૧૮૬ | ૨ | माम | नाम |
| ૨૦૯ | ૧૪ | માગની | માર્ગની |
| ૨૧૧ | ૮ | સાથે સંબંધ ! | સાથે શો સંબંધ ? |
| ૨૪૦ | ૧૦ | થતા | થકા |
| ૨૪૨ | ૧૭ | नित्ये | निन्ये |
| ૨૭૫ | ૧૨ | સ્થિાત | સ્થિતિ |

| | | | |
|---|---|---|---|
| ૨૮૭ | ૧૬ | લયાક્રાતને | લાયકાતને |
| ૨૯૯ | ૧૩ | સુચા | સાચા |
| ૩૦૫ | ૧૭ | વિષયાવાસનાનો | વિષયવાસનાનો |
| ૩૦૬ | ૮ | દીક્ષાવિરેધિઓની | દીક્ષાવિરાધિઓની |
| ૩૧૮ | ૧૬ | એકસો ન આઠ | એકસો ને આઠ |
| ૩૨૧ | ૧૧ | સીતજીએ | સીતાજીએ |
| ૩૨૩ | ૧ | એવા | એવો |
| ,, | ૧૩ | શ્ર | શ્રી |
| ૩૬૨ | ૪ | સમ્યકૃત્વ | દર્શનમોહનીય |
| ,, | ,, | ચારિત્ર | ચારિત્રમોહનીય |
| ૩૮૨ | ૨ | ાજન- | જિન- |
| ,, | ૧૩ | માત્રના | માત્રનો |

આ ઉપરાન્ત બીજી પણ કાંઈ અશુદ્ધિ જણાય, તો તે અમને સૂચવવાની વાંચકોને વિનંતિ છે.



જામનગરનિવાસી શેઠ શાન્તિદાસ ખેતશીભાઈએ દર વર્ષે આ પ્રકારનાં ભેટ-પુસ્તકો શ્રી વીરશાસનના ગ્રાહકોને આપી શકાય, એ માટે જે સ્થાયી યોજના પૂર્વક આર્થિક સહાય આપી છે અને એ રીતિએ શાસનસેવાના અમારા કાર્યમાં અમને જે ઉત્સાહ પ્રેર્યો છે, તે બદલ અમે તેઓનો આભાર માનીએ છીએ.

સમ્યગ્જ્ઞાનના પ્રચાર માટેની તેઓની લાગણી અને શાસનસેવામાં સહાયક રહેવાની તેઓની ભાવના પ્રશંસનીય છે. બીજા પણ શ્રીમન્તોને માટે એ લાગણી અને ભાવના અનુકરણીય છે. અમે ઇચ્છીએ છીએ કે-તેઓની લાગણી અને અને ભાવના હજુય વિશેષ સક્રિય બને.

તેઓને પોતાનો આભાર મનાવવાની વૃત્તિ ન હોય તો પણ, અમારે અમારા કર્તવ્યનું પાલન કરવું જોઇએ, એ દૃષ્ટિએ તેમની ના છતાં દરેક પુસ્તકમાં તેમનો આભાર પ્રદર્શિત કરવાનું અમે ચાલુ રાખ્યું છે. બાકી ખોટા પણ ગુણો ગાઈ ને ખૂશ કરવાની કે ખૂશ રાખવાની વૃત્તિ અમે કેળવી નથી અને કેળવવાની ઇચ્છા છે પણ નહિ!

—પ્રકાશક

આ પુસ્તકના પ્રકાશનમાં આર્થિક સહાય કરનાર

જામનગરનિવાસી ધર્માનુરાગી ઉદાર આત્મા શ્રીયુત



શેઠ શ્રી શાન્તિદાસ ખેતશીભાઈ

શ્રી

# જૈન રામાયણ

• છઠ્ઠો ભાગ •

★

' સીતા – પરિત્યાગ '

નામના આઠમા સર્ગનો

ત્રીજો વિભાગ

●

## ૧૫ મું પ્રવચન :

**આઠમા સર્ગમાં વંચાએલા વૃત્તાન્તો :**

પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા 'શ્રી ત્રિષષ્ઠિ-શલાકાપુરૂષચરિત્ર' નામના મહાકાવ્યના આ સાતમા પર્વમાંથી, આપણે સાત સર્ગો સંપૂર્ણ વાંચી ગયા અને મહિનાઓ થયાં આઠમા સર્ગનું વાંચન પણ ચાલી રહ્યું છે. આ આઠમા સર્ગમાં ગુંથાએલા પ્રસંગો ખૂબ વિચારવા જેવા છે અને એથી જ, આગલા કોઈ પણ સર્ગ કરતાં આ સર્ગના વાંચનમાં ઘણો વધારે સમય નીકળી ગયો છે. હજુ તો આઠમા સર્ગનો મોટો ભાગ બાકી છે, એટલે આ આઠમા સર્ગના વાંચનમાં જ કેટલા દિવસો પસાર થઈ જશે, તે કહી શકાય નહિ.

શ્રી રાવણના મૃત્યુવર્ણન સાથે સાતમા સર્ગની સમાપ્તિ થઈ. 'શ્રી રાવણના મૃત્યુથી ભયભ્રાન્ત બનેલા રાક્ષસવીરો, શ્રી બિભીષણની સલાહ મુજબ, શ્રી રામચન્દ્રજી અને શ્રી લક્ષ્મણજીને શરણે આવ્યા તેમજ શ્રી રામચન્દ્રજીએ પણ તે રાક્ષસવીરો ઉપર કૃપા કરી'—એ વર્ણન સાથે આઠમો સર્ગ શરૂ થયો.

તે પછી શ્રી બિભીષણનો શોકાવેશ: શ્રી રામચન્દ્રજીનું શ્રી રાવણની પ્રશંસા કરવા સાથેનું આશ્વાસન: શ્રી રાવણના શબને અગ્નિદાહ દેવો: શ્રી કુંભકર્ણ આદિને શ્રી રામચન્દ્રજીએ પોતપોતાનું રાજ્ય ભોગવવાનું કહેતાં, શ્રી કુંભકર્ણ આદિએ દીક્ષા લેવાની ભાવના વ્યક્ત કરવી: એ દરમ્યાન ચતુર્જ્ઞાની મુનિવરની પધરામણી થવી તથા તેમને સમુજ્વલ કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં, દેવતાઓએ તેનો મહિમા કરવો: મુનિવરના શુભ સમાચારો મળતાં શ્રીમતી સીતાદેવીના મિલનની પણ ઉત્સુકતા છોડી, શ્રી રામચન્દ્રજી આદિએ અને શ્રી રાવણના મૃત્યુનો શોક તજી, શ્રીમતી મન્દોદરી આદિએ પણ જ્ઞાની મુનિવર પાસે જઈ ધર્મદેશના સાંભળવી: પરમ વૈરાગ્યને પામેલા ઇન્દ્રજિત અને મેઘવાહને પૂછતાં, જ્ઞાની મુનિવરે તે બન્નેયના પૂર્વભવો કહેવા અને તે સાથે જ વચ્ચે આવતો શ્રીમતી મન્દોદરીનો સંબંધ પણ કહેવો: પૂર્વભવોનું વર્ણન સાંભળ્યા બાદ શ્રી કુંભકર્ણે, શ્રી ઈન્દ્રજિતે, શ્રી મેઘવાહને અને શ્રીમતી મન્દોદરી વિગેરેએ દીક્ષા લેવી: ત્યાંથી નીકળી શ્રી રામચન્દ્રજીએ શ્રીમતી સીતાદેવીના સ્થાને જવું: ત્યાંથી સૌની સાથે શ્રી રાવણના મહાલયમાં આવી, ત્યાંના શ્રી શાંતિનાથ ભગવાનના ચૈત્યમાં શ્રી જિનપૂજનાદિ કરવું: ત્યાંથી શ્રી બિભીષણને ત્યાં જવું: લંકાના રાજ્ય ઉપર શ્રી બિભીષણનો અભિષેક કરવો: પરણવા કબૂલેલી કન્યાઓને બોલાવી મંગાવી, શ્રી રામ-

ચન્દ્રજીએ તથા શ્રી લક્ષ્મણજીએ પરણવું : શ્રી ઈન્દ્રજિત, શ્રી મેઘવાહન તથા શ્રી કુંભકર્ણે શ્રી સિદ્ધિગતિ પામવી : શ્રી નારદજી દ્વારા પોતાની માતાઓના દુઃખનો સર્વ વૃત્તાન્ત સાંભળી, શ્રી રામચન્દ્રજીએ સપરિવાર અયોધ્યા જવાને તૈયાર થવું : શ્રી બિભીષણની અનુમતિ માગતાં શ્રી બિભીષણે સોળ દિવસ રોકાવાની પ્રાર્થના કરવી અને અયોધ્યાને શણગારવી : પુષ્પક વિમાનમાં બેસીને શ્રી રામચન્દ્રજીએ સપરિવાર અયોધ્યા જવું : અયોધ્યા નજદિકમાં ભાઈઓનો ભેટો થવો : અયોધ્યામાં આવી પહોંચતાં રાજા-પ્રજાએ સ્વાગત કરવું : માતાઓને નમસ્કાર, માતાઓની આશિષો અને શ્રી રામચન્દ્રજીની માતા શ્રીમતી અપરાજિતાદેવીએ પોતાની શોકયના પુત્ર શ્રી લક્ષ્મણજીની પ્રશંસા કરતાં, શ્રી લક્ષ્મણજીએ સૌજન્યભર્યો ઉત્તર દેવો : એ પછી અયોધ્યામાં ઉત્સવમય વાતાવરણ વચ્ચે શ્રી ભરતજીનો વિરાગભાવ : ગાન્ધર્વગીતનૃત્યોથી પણ શ્રી ભરતજીએ રતિ નહિ પામવી : શ્રી ભરતજીની દીક્ષા લેવા માટે અનુમતિની માગણી અને શ્રી રામચન્દ્રજી વિગેરેની મોહભરી સમજાવટ : શ્રી ભરતજીની મક્કમતા : શ્રી ભરતજીને, શ્રી રામચન્દ્રજીની ના ઉપર, અનુમતિની દરકાર કર્યા વિના ચાલ્યા જતાં શ્રી લક્ષ્મણજીએ પકડી રાખવા : શ્રીમતી સીતાદેવી અને શ્રીમતી વિશલ્યા આદિએ સંભ્રમ સહિત આવી પહોંચીને, શ્રી ભરતજીના વ્રતાગ્રહને ભૂલાવવા જલક્રીડાના

વિનોદ માટે શ્રી ભરતજીને પ્રાર્થના કરવી : તેમના અતિ આગ્રહથી શ્રી ભરતજીએ અન્તઃપુર સહિત જલ-ક્રીડા કરવા જવું અને મુહૂર્ત પર્યંત વિરક્તભાવે જલક્રીડા કરી સરોવરના કાંઠે આવી ઉભા રહેવું : એ જ વખતે ભુવનાલંકાર હાથીનો આશ્ચર્ય ઉત્પન્ન કરનારો પ્રસંગ બનવો : એ દરમ્યાનમાં જ શ્રી દેશભૂષણ અને શ્રી કુલભૂષણ નામના કેવલજ્ઞાની પરમર્ષિઓ પધાર્યાના સમાચાર મળતાં-શ્રી રામચન્દ્રજી, શ્રી લક્ષ્મણજી અને શ્રી ભરતજીએ સપરિવાર તેમની પાસે જવું : વંદના કરીને શ્રી રામચન્દ્રજીએ-'મદોન્મત્ત બનેલો અને કુશળ કારીગરોથી પણ શાન્ત નહિ બનતાં ઉપદ્રવ મચાવી રહેલો ભુવનાલંકાર હાથી, શ્રી ભરતજીને જોતાં વેંત જ શાથી મદરહિત થઈ ગયો ?'-એ પૂછવું : શ્રી રામચન્દ્ર-જીના પ્રશ્નના ઉત્તરમાં શ્રી દેશભૂષણ નામના કેવલજ્ઞાની પરમર્ષિએ, શ્રી ભરતજીના જીવ સાથેના ભુવનાલંકાર હાથીના પૂર્વભવોના સંબંધો કહીને, શ્રી ભરતજીના દર્શનયોગે જાતિસ્મરણ જ્ઞાન પામી, ભુવનાલંકાર વિવેકી બન્યાનું જણાવવું : શ્રી ભરતજીએ અધિક વિરાગી બનીને એક હજાર રાજાઓની સાથે દીક્ષા લેવી અને સૌએ કેવલજ્ઞાન પામી મુક્તિએ જવું : ભુવનાલંકાર હાથીએ પણ વૈરાગ્ય પામી, વિવિધ પ્રકારનાં તપો કરી, છેલ્લે અનશન આદરી બ્રહ્મલોકમાં દેવતા થવું : અને શ્રી ભરતજીની માતા શ્રીમતી કૈકેયીએ પણ વૈરાગ્ય પામી,

વ્રત ગ્રહણ કરી, નિરતિચાર ચારિત્રપાલન કરી, સમુજ્જ્વલ કેવલજ્ઞાન ઉપાર્જી મુક્તિએ જવું: આ બધા વૃત્તાન્તો આપણે આઠમા સર્ગમાંથી જોઈ લીધા છે.

**શ્રી જૈનશાસનનો કથાવિભાગ પણ આત્મકલ્યાણ માટે જ યોજાયો છે :**

આ વૃત્તાન્તો જાણીને આપણે શો બોધ લેવો જોઈએ અને આપણા જીવન ઉપર આ વૃત્તાન્તોના શ્રવણની કેવી અસર ઉપજવી જોઈએ, એનો પણ આપણે પ્રસંગે પ્રસંગે કેટલોક વિચાર કરી લીધો છે. કથાદ્વારા પણ આત્મકલ્યાણકારી તત્ત્વોના રસનું પાન કરાવવું, એજ આ કથાવાંચનનો હેતુ છે. શ્રી જૈનશાસનનો કથાવિભાગ પણ આત્મકલ્યાણ માટે જ યોજાયો છે. લખનારનું, વાંચનારનું અને સાંભળનારનું આત્મકલ્યાણ થાય, એજ હેતુથી જીવનવૃત્તાન્તો આદિ સંબંધી કથાઓ, શ્રી જૈનશાસનમાં લખાઈ છે. આ ઉદ્દેશ, કલ્યાણના અર્થી એવા ઉપદેષ્ટા અને શ્રોતા–ઉભયની આંખ સામે જ રહેવો જોઈએ.

**ઉદ્દેશ સિદ્ધ કરવા માટે :**

આ ઉદ્દેશને પોતાને માટે સિદ્ધ કરવો હોય, તો વાંચનારે અને સાંભળનારે લાયકાત કેળવવી જોઈએ. વાંચતાં કે સાંભળતાં આમાં ઉપાદેય શું, જ્ઞેય શું અને હેય શું ?–એ સમજવાની પૂરી ચીવટ રાખવી જોઈએ. કથાઓ વાંચીને કે સાંભળીને ઉન્માર્ગે ન દોરાવું અને

સન્માર્ગમાં સુસ્થિર બન્યે જવું, એ જો કે-શ્રદ્ધાસંપન્ન સમજુ આત્માઓ માટે મુશ્કેલ નથી, પરન્તુ પોતાની તથા પરમ ઉપકારી જ્ઞાનિઓની વિવેકબુદ્ધિ તરફ બેદરકાર બનનારાઓ તો, કથાવાંચન કે કથાશ્રવણ પ્રસંગે સ્હેજે ઉન્માર્ગે દોરાઈ જાય છે.

**આત્મકલ્યાણ એ જ જીવનધ્યેય :**

'આત્મકલ્યાણ એ જ જીવનધ્યેય અને શ્રી જૈન-શાસન એ જ એ ધ્યેયને પ્રાપ્ત કરવાનું એક માત્ર સાધન '—આટલો નિશ્ચય જો નિરાબાધપણે યથાર્થ સ્વરૂપમાં થઈ જાય, તો વસ્તુને વસ્તુગતે પીછાનવી અને તેનો જીવનમાં અમલ થવો, એ સ્હેલું થઈ જાય. આજે જીવનના ધ્યેયનું ઠેકાણું નથી, કારણ કે-શ્રદ્ધાનું ઠેકાણું નથી. શ્રદ્ધા-સંપન્ન સમજુ આત્માઓ બહુ જ થોડા અને પરભાવમાં મુંઝાઈ રહેલા આત્માઓ પાર વિનાના,—આવી સ્થિતિ તો અનન્તકાળથી ચાલી આવી છે અને અનન્તકાળ પર્યન્ત ચાલુ રહેવાની જ છે : એટલે આપણે આપણા આત્માને કયી કક્ષામાં મૂકવો છે, એ જ ખાસ વિચારવા જેવું છે.

**આત્મકલ્યાણની સાચી અભિલાષા :**

અમૂક આત્માએ રાજપાટ છોડી દીધું, પાર વિનાનાં ભોગસુખોને લાત મારી દીધી અને કેવળ આત્મકલ્યાણ માટે સંયમનો સ્વીકાર કરી, તે મહાત્મા સંયમપાલનમાં સુધીર બન્યા—એવા એવા વૃત્તાન્તોને વાંચતાં કે સાંભળતાં

રોમાંચ થવો જોઈએ. એના વિચારમાં, એવા પુણ્યાત્માઓને હાથ જોડાઈ જવા જોઈએ. 'આપણાથી નથી થતું, આપણું શું થશે?'–એવું દુઃખ થવું જોઈએ. આત્મકલ્યાણની સાચી અભિલાષા, સહજ રીતિએ, આ બધા ભાવો ઉત્પન્ન કરી દે છે. આત્મકલ્યાણની સાચી અભિલાષા પ્રગટે તે પછી કદાચ સંસારત્યાગ ન થાય એ બને, પણ સંસાર પ્રત્યે ઉદાસીનતા જરૂર આવી જાય: કારણ કે–આત્મકલ્યાણની સાચી અભિલાષા જ તે કહેવાય, કે જે સંસારથી મુક્ત બનવાના સ્વરૂપની હોય.

### વૈરાગ્ય સામે આક્રમણ કેમ ?

આત્મકલ્યાણની વાતો તો ઘણા કરે છે, પણ આત્મકલ્યાણની સાચી અભિલાષા ઘણા થોડાઓમાં જ પ્રગટેલી જોવાય છે: અને એથી જ જૈનસમાજમાં આજે વૈરાગ્ય સામે આક્રમણ છે! આત્મકલ્યાણની સાચી અભિલાષા હોય, ત્યાં વૈરાગ્યનો સત્કાર હોય કે વૈરાગ્યનો તિરસ્કાર હોય! આજે તો કેટલાક પામરો કહે છે કે–'અમૂક મહારાજ બહુ ખરાબ છે: કેમકે–કેવલ વૈરાગ્યની વાતો કરે છે.' આવું બોલનારાઓ કેટલા બધા દયાપાત્ર છે! જૈનકુળમાં જન્મ પામવા છતાં, એ બીચારાઓ જૈનત્વથી વંચિત રહેલા છે. એવા નામના જૈનો જ આજે શ્રી જૈનશાસનના મૂળભૂત સિદ્ધાંતો ઉપર ઘા કરી રહ્યા છે: કારણ કે–તેમના મિથ્યાત્વનો ઉદય ખૂબ જ જોરદાર છે,

તેમનો સંસારરાગ ગાઢ છે અને એથી જ એમને સાચા વૈરાગ્ય પ્રત્યે પણ સુગ છે!

**શ્રી રામ-લક્ષ્મણનું નિકાચિત કર્મ :**

હવે શ્રી ભરતજીએ દીક્ષા લીધી, એટલે કોઈ રાજા તો જોઈએ ને? અનેક રાજાઓએ, પ્રજાજનોએ અને ખેચરોએ શ્રી રામચન્દ્રજીનો રાજ્યાભિષેક કરવાની પ્રાર્થના કરી, પણ શ્રી રામચન્દ્રજીએ તેઓને આજ્ઞા કરી કે-'આ લક્ષ્મણ વાસુદેવ છે, માટે તેમનો રાજ્યાભિષેક કરો!' શ્રી રામચન્દ્રજી બલદેવ છે અને શ્રી લક્ષ્મણજી વાસુદેવ છે. તે બન્નેય બલદેવપણાનું અને વાસુદેવપણાનું કર્મ એવું તો નિકાચિત લઈને આવ્યા છે કે-એનો તેમને ભોગવટો કરવો જ પડે.

**ત્રેસઠ શલાકાપુરૂષો :**

ત્રેસઠ શલાકાપુરૂષોમાં બલદેવોની તથા વાસુદેવોની પણ ગણત્રી થાય છે. ચોવીસ શ્રી તીર્થંકરદેવો, બાર ચક્રવર્તિઓ, નવ વાસુદેવો, નવ બલદેવો અને નવ પ્રતિવાસુદેવો,-એ ત્રેસઠેય ઉત્તમ પુરૂષો ગણાય છે. એ બધાય છેવટમાં છેવટ અર્ધપુદ્ગલપરાવર્તન જેટલા કાળમાં તો નિયમા મોક્ષે જનારા હોય છે.

**ચોવીસ શ્રી જિનેશ્વરદેવો તદ્ભવમુક્તિગામી :**

શ્રી તીર્થંકરદેવો તો એ જ ભવમાં નિયમા મોક્ષે જાય, જ્યારે બીજાઓ માટે ફેરફાર છે. આ તમામ

સ્થાનો, પૂર્વે કરેલી ધર્મની આરાધનાથી જ મળે છે. શ્રી તીર્થંકરદેવોના આત્માઓ તો પૂર્વે વીસ સ્થાનકની આરાધના કરી અથવા તેમાંથી થોડાં અગર છેવટ એક સ્થાનકની પણ આરાધના કરીને, શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના કરે છે. તે પછી એક ભવ વચ્ચે કરીને તે તારકના આત્માઓ અન્તિમ ભવમાં ત્રણ સુનિર્મલ જ્ઞાનોને સાથે લઈને જ આવે છે. ત્રણ સુનિર્મલ જ્ઞાનોને ગર્ભાવસ્થામાં પણ ધરનારા તે તારકોના આત્માઓ, જ્ઞાનપ્રધાન જીવનને જ જીવનારા હોય છે. આથી જ, એ તારકોના સંસારજીવનમાં પણ એકેય ક્રિયા એવી નથી હોતી, કે જે ઔચિત્યને લંઘનારી ગણાય. આ રીતિએ જ્ઞાનપ્રધાન જીવન જીવતાં દીક્ષિત બની, કેવલજ્ઞાન ઉપાર્જી, તીર્થની સ્થાપના કરી, શેષ જીવનમાં પણ અનેક આત્માઓના ઉદ્ધારક બનીને, એ તારકો શ્રી સિદ્ધિપદને પામે છે.

**વાસુદેવો તથા પ્રતિવાસુદેવો નિયાણું કરીને જ આવે અને મૃત્યુ પામીને નિયમા નરકે જાય :**

વાસુદેવો અને પ્રતિવાસુદેવોના આત્માઓ તો પૂર્વે સંયમમાં નિયાણું કરીને આવે છે. ઉંચી કોટિના સંયમની સાધના કરેલી હોવાથી, નિયાણાના યોગે એ આત્માઓને ઇચ્છેલી સ્થિતિ તો પ્રાપ્ત થઈ જાય છે, પરન્તુ મળેલી સામગ્રીનો એ આત્માઓ દ્વારા એવો તો ઉપયોગ થઈ જાય છે કે-એ વાસુદેવોના અને એ પ્રતિવાસુદેવોના

આત્માઓ, ત્યાંથી મરીને નિયમા નરકે જાય છે. આમ છતાં પણ, એ આત્માઓ ભવ્ય હોવાના કારણે તેમજ સમ્યક્ત્વ પામી ચૂકેલા હોવાના કારણે, છેવટ અર્ધપુદ્ગલ-પરાવર્તનમાં તો જરૂર મોક્ષે જાય છે.

**નારદો પણ મોક્ષગામી તો ખરા જ :**

**સભા૦** નવ નારદ શલાકાપુરૂષોમાં નહિ ?

ના. ત્રેસઠ શલાકાપુરૂષોમાં તેમની ગણના નથી, પરન્તુ એ વાત સાચી છે કે–નારદો વાસુદેવના કાલમાં થાય છે.

**સભા૦** નારદો અંતે મોક્ષગામી તો ખરા ને ?

જરૂર. નારદો ચરમશરીરી પણ હોય છે. સઘળાય નારદોના આત્માઓ મોક્ષગામી તો ખરા જ. એ આત્માઓ પણ થોડા જ કાલમાં મુક્તિએ જનારા હોય છે. કોઈ પણ નારદનો આત્મા મુક્તિએ ન જાય, એ બને જ નહિ : કેમકે–એ આત્માઓ સમ્યક્ત્વ પામેલા હોય છે. અહીં તો વાત એ છે કે–ત્રેસઠ શલાકાપુરૂષોમાં નારદોની ગણના થતી નથી. એ તો ચોવીસ શ્રી તીર્થંકર-દેવો અને બાર ચક્રવર્તિઓ મળીને છત્રીશ અને નવ નવ પ્રતિવાસુદેવો, વાસુદેવો અને બળદેવો એમ સત્તાવીસ, એ છત્રીશ અને સત્તાવીસ મળી કુલ ત્રેસઠ. જ્યારે ૭૨ ઉત્તમ પુરૂષોની ગણના થાય છે, ત્યારે તેમાં નવ નારદોનો સમાવેશ કરાય છે. એજ રીતિએ ૧૧ રૂદ્રોનો સમાવેશ કરી, ૮૩ ઉત્તમ પુરૂષો પણ ગણાય છે.

**બલદેવો સ્વર્ગે કે મોક્ષે જાય :**

હવે બલદેવોના આત્માઓ તો તે ભવમાંથી નિયમા દેવલોકે જાય અથવા તો મોક્ષે પણ જાય. જેમ શ્રી તીર્થંકરદેવનો જગતમાં જોટો નથી, તેમ બલદેવ અને વાસુદેવના ભ્રાતૃસ્નેહનો પણ જગતમાં જોટો નથી. વાસુદેવ જ્યારે મરે ત્યારે એ કાયદો જ કે–એમનું શબ લઈને બલદેવ છ મહિના સુધી ફરે. ગાઢ સ્નેહના યોગે મોહની મૂર્ચ્છા આવી જવાથી, ભાઈ મરી ગયો છે–એમ છ મહિના સુધી તો બલદેવ માને જ નહિ : પણ છ મહિને કોઈ સમજાવનાર મળી જતાં, ભાઈના શબનો અગ્નિસંસ્કાર કરીને સંયમ ગ્રહણ કરે. વાસુદેવનો વિરહ થયા પછીથી એક દિવસ પણ બલદેવ ગાદી ન ભોગવે. પહેલાંય વાસુદેવ જ ગાદીપતિ બને. બલદેવ અને વાસુદેવમાં ગાદી વાસુદેવની જ ગણાય અને પ્રતિવાસુદેવને મારે પણ વાસુદેવ જ! ઉમ્મરના હિસાબે બલદેવ મોટા હોય, પણ વાસુદેવ ત્રણ ખંડની માલિકી ભોગવવાનું કર્મ એવું તો નિકાચિત લઈને આવ્યા હોય છે કે–કોઈ પણ સંયોગોમાં વાસુદેવ ત્રણ ખંડના અધિપતિ બન્યા વિના મરે જ નહિ અને મરે ત્યારે પણ ત્રણ ખંડનું આધિપત્ય ભોગવતા જ મરે. નાના ભાઈને ગાદીપતિ બનાવતાં બલદેવને આંચકો ન આવે. એ ખૂશી જ થાય. નાનો ભાઈ ગાદીપતિ બને તે છતાં પણ, બન્ને વચ્ચે સ્નેહ સુમાર વિનાનો હોય. વાસુદેવ પણ મોટા ભાઈનો વિનય ન જાળવે એમ નહિ!

આગળ એ વાત આવવાની છે કે-શ્રી રામચન્દ્રજીના મરણુના ખોટા પણ સમાચારો સાંભળતાંની સાથે જ શ્રી લક્ષ્મણજી અવસાન પામ્યા. વાસુદેવ અને બલદેવ વચ્ચે એવો ગાઢ સ્નેહસંબંધ હોય છે.

**ચક્રવર્તિઓ નરકે, સ્વર્ગે અગર મોક્ષે જાય :**

ત્રેસઠ શલાકાપુરૂષોમાં ચોવીસેય શ્રી જિનેશ્વરદેવો નિયમા મુક્તિએ જાય, વાસુદેવો તથા પ્રતિવાસુદેવો નિયાણું કરીને જ આવે અને એથી મરીને નરકે જ જાય, જ્યારે બલદેવો કાં તો દેવલોકે જાય અને કાં તો મુક્તિએ જાય. પ્રતિવાસુદેવો અને વાસુદેવો સંયમ અંગીકાર કરી શકે જ નહિ, એ નિયમ : અને બલદેવો સંયમ અંગીકાર કર્યા વિના મરે જ નહિ એય નિયમ.

ચક્રવર્તિઓમાં તો કોઈ મુક્તિએય જાય, કોઈ દેવલોકેય જાય અને કોઈ નરકે પણ જાય.

ચક્રવર્તિઓના જે આત્માઓ સંયમની આરાધનામાં નિયાણું કર્યા વિના આવ્યા હોય, તે આત્માઓ અમૂક કાળ ચક્રવર્તિપણું ભોગવ્યા બાદ, તેનો ત્યાગ કરીને સંયમ સ્વીકારે છે અને સંયમની અનુપમ કોટિની આરાધનામાં સ્થિર બની, સર્વ કર્મોને ક્ષીણ કરી, મુક્તિપદને પામે છે અથવા તો પુણ્યકર્મનો બંધ કરીને દેવલોકમાં જાય છે.

ચક્રવર્તિઓના જે આત્માઓ નિયાણું કરીને જ આવ્યા હોય છે, તે આત્માઓ તો જીવનના અન્ત સુધી

સાહ્યબી ભોગવતા રહે છે અને ચક્રવર્તિપણું ભોગવતે ભોગવતે મરીને નરકે જાય છે. ચક્રવર્તિપણું ભોગવતાં ભોગવતાં મરનાર નરકે જ જાય, એ સમજી લેવાનું: છેલ્લે છેલ્લે પણ બધું છોડીને સંયમ લે, તેજ આત્માઓ ત્યાંથી મરીને નરકે જતા બચે.

**ભવિતવ્યતા આદિમાં ભેદ :**

શ્રી રામચન્દ્રજી અને શ્રી લક્ષ્મણજી, એ ત્રેસઠ શલાકાપુરૂષોમાંના છે. શ્રી રામચન્દ્રજી બલદેવ છે અને તદ્ભવમુક્તિગામી છે : જ્યારે શ્રી લક્ષ્મણજી વાસુદેવ છે અને મરીને નરકે જનારા છે. એક જ પિતાના બે પુત્રો: બન્નેય શલાકાપુરૂષો : છતાં એક મોક્ષે જાય અને એક નરકે જાય ! કારણ ? કારણ એજ કે–બન્નેના આત્માઓની ભવિતવ્યતા આદિમાં એવો ભેદ છે !

**આપણું સુખ આપણે જ મેળવવાનું છે :**

કર્મદળના યોગથી જે વહેલો મૂકાય તે વહેલો મુક્તિએ જાય. એમાં સગપણ કે સીફારસ કામ લાગે–કરે નહિ. આપણી મુક્તિ આપણે જ સાધવાની છે. બીજા માર્ગ-દર્શક, પ્રેરક, સહાયક હોવાના યોગે ઉપકારક ખરા, પણ ઉંચામાં ઉંચી કોટિનાય ઉપકારક, આપણી મુક્તિને આપણી સાધના વિના, નિકટેય લાવી શકે તેમ નથી. મુક્તિ જોઈએ તો આત્માએ જ ઉદ્યત બનવું જોઈએ. સારાં આલંબનો લેવાનાં, પણ આલંબનો લઈ ને ય સાધના

તો આપણે જ કરવાની. કર્મસત્તામાં કોઈના ભરોસા ઉપર રહ્યે કામ ચાલે તેમ નથી. એ સત્તાને તોડવાનો પ્રયત્ન આપણે જ કરવાનો છે અને એ પ્રયત્ન એજ સાચા સુખની સાચી ચાવી છે. આપણું સુખ આપણી પાસે જ છે, દૂર નથી, પણ ઢંકાએલું છે. કર્મનું ઢાંકણ જતાંની સાથે જ અનંતસુખ પ્રગટી જવાનું છે. આવો પ્રયત્ન જે કોઈ કરશે તેજ સાચું સુખ પામશે, એ ચોક્કસ વાત છે.

**વાસુદેવપણાનો અને બલદેવપણાનો અભિષેક :**

આપણે જોઈ ગયા કે–શ્રી ભરતજીએ દીક્ષા ગ્રહણ કર્યા બાદ, અનેક રાજાઓએ, પ્રજાએ અને ખેચરોએ પણ ભક્તિપૂર્વક રાજ્યાભિષેકને માટે શ્રી રામચન્દ્રજીને પ્રાર્થના કરી : પરન્તુ શ્રી રામચન્દ્રજીએ, એ પ્રાર્થનાના ઉત્તરમાં એવી આજ્ઞા કરી કે–

'लक्ष्मणो वासुदेवोऽयं, भवद्भिरभिषिच्यताम् ।'

આ લક્ષ્મણ વાસુદેવ છે, માટે તેમને જ તમારે રાજ્યાભિષિક્ત કરવા જોઈએ,–એમ શ્રી રામચન્દ્રજીએ ફરમાવ્યું અને એથી અનેક રાજાઓએ, પ્રજાએ અને ખેચરોએ પણ તરત જ શ્રી લક્ષ્મણજીનો રાજ્યાભિષેક કર્યો. એ વખતે શ્રી રામચન્દ્રજીનો પણ બલદેવપણાનો અભિષેક કરવામાં આવ્યો. આઠમા બલદેવ શ્રી રામચન્દ્રજી અને આઠમા વાસુદેવ શ્રી લક્ષ્મણજી, તે પછી તો, ત્રણેય ખંડની પૃથ્વિના રાજ્યનું સુખપૂર્વક પાલન કરવા લાગ્યા.

**વાસુદેવ શ્રી લક્ષ્મણજી, તે છતાંય**
**વધુ નામના શ્રી રામચન્દ્રજીની :**

શ્રી લક્ષ્મણજી વાસુદેવ બન્યા, ગાદીપતિ બન્યા, પણ મોટા ભાઈની જ આણ વર્તાતી હોય એમ દેખાતું. મોટા ભાઇનો વિનય સાચવવાનું વાસુદેવ જરાય ચૂકે નહિ. ગાદીપતિ વાસુદેવ જ હોય અને સામાન્ય રીતિએ વધુ નામના પણ વાસુદેવની જ હોય, પરન્તુ આ બેના પ્રસંગમાં વધુ નામના શ્રી રામચન્દ્રજીની થઈ છે. પોતાની ઓરમાન માતાને પિતાએ આપેલા વચન ખાતર શ્રી રામચન્દ્રજીએ વનવાસ સ્વીકાર્યો એથી તથા શ્રી રામચન્દ્રજીની નીતિપરાયણતા આદિ ગુણોવાળી દશા સુપ્રગટ હોવાના કારણે, શ્રી રામચન્દ્રજીની ખ્યાતિ એટલી બધી વધી જવા પામી હતી કે–શ્રી લક્ષ્મણજીની ખ્યાતિ બીજા વાસુદેવોની જેમ પંકાવા પામી નથી. શ્રી કૃષ્ણ વાસુદેવનું નામ જેટલું જાણીતું છે, તેટલું તેમના ભાઈ શ્રી બલભદ્રજીનું નામ જાણીતું નથી: જ્યારે આમાં એથી ઉલટું જ છે. શ્રી રામચન્દ્રજીનું નામ એટલું બધું જાણીતું છે કે– શ્રી લક્ષ્મણજીનું નામ યાદ આવે, તેય શ્રી રામચન્દ્રજીના નામે જ પ્રાયઃ યાદ આવે !

**શ્રી બિભીષણ આદિને ભેટો :**

હવે યુદ્ધ વખતના ઉપકારો અથવા તો યુદ્ધ વખતે કરેલી સેવાઓ યાદ કરીને, શ્રી રામચન્દ્રજી શ્રી બિભીષણ આદિને ભેટો આપે છે, કેમકે–એ સ્વાર્થી નહોતા.

ઉત્તમ આત્માઓ અપકારિના અપકારને ભૂલી જાય છે, પણ ઉપકારિના ઉપકારને ભૂલતા નથી. વફાદાર સેવકોની થોડી પણ સેવાને ઉત્તમ આત્માઓ ભૂલે નહિ.

શ્રી રામચન્દ્રજી શ્રી બિભીષણને આખોય રાક્ષસદ્વીપ આપે છે. જો કે-લંકા તો પહેલેથી આપી જ હતી, પણ હવે આખોય રાક્ષસદ્વીપ શ્રી બિભીષણને ભેટ આપ્યો. તે પછી સુગ્રીવને આખોય કપિદ્વીપ અર્પણ કર્યો. શ્રી હનુમાનને શ્રીપુરનગર આપ્યું. વિરાધને પાતાલલંકાનું, નીલને ઋક્ષપુરનું, પ્રતિસૂર્યને હનુપૂરનું, રત્નજટીને દેવોપગીત નગરનું અને શ્રીમતી સીતાદેવીના ભાઈ ભામંડલને વૈતાઢ્યગિરિ ઉપર આવેલા રથનુપૂર નગરનું રાજ્ય આપ્યું. પોતપોતાની હદમાં સૌને સ્વતન્ત્રપણે રાજ્ય ભોગવવાની છૂટ આપી. એ બધાય પોતાને વાસુદેવ-બલદેવના સેવક જ માને અને તેવો જ વર્તાવ રાખે, પણ તે તે પ્રદેશોમાં તેમનું શાસન સ્વતન્ત્રપણે વર્તી શકે !

## શત્રુઘ્નને જે જોઈએ તે માગવાનું કહેવું :

આ ઉપરાન્ત બીજાઓને પણ જૂદા જૂદા પ્રદેશો ભેટ આપ્યા બાદ, શ્રી રામચન્દ્રજી વિચારે છે કે-' આ નાના ભાઈ શત્રુઘ્નને શું આપવું ? ' ચાર ભાઈઓમાં શ્રી ભરતજીએ તો દીક્ષા લીધી, શ્રી લક્ષ્મણજી વાસુદેવ તરીકે ગાદીપતિ બન્યા અને શ્રી રામચન્દ્રજી બલદેવ તરીકે ત્યાં જ રહ્યા : એટલે બાકી રહ્યા એક માત્ર

શત્રુઘ્ન. જો કે-શત્રુઘ્ન અયોધ્યામાં રહે તો કાંઈ વાંધો નથી, પણ બીજાઓને અમૂક અમૂક પ્રદેશો અપાય અને એને ન અપાય તો એ ઉચિત નહિ, આથી શ્રી રામચન્દ્રજીએ પોતાના નાના ભાઈ શત્રુઘ્નને કહ્યું કે-

'यस्तुभ्यं रोचते वत्स !, तं देशमुररीकुरु !'

શ્રી રામચન્દ્રજીએ બીજાઓને તો પોતાની મરજી મુજબ આપ્યું, પણ શત્રુઘ્નને તો એજ કહ્યું કે-'તારે જે દેશ જોઇતો હોય તે તું લઈ લે!'

### અહીં અનીતિ નહોતી :

નાનો ભાઈ જે માગે તે મોટો ભાઈ આપી દેને?

**સભા૦** વ્યાજબી માગણી હોય તો!

વ્યાજબી માગણી કોને કહેવાય? પોતાના સ્વાર્થને જરાય અડચણ ન આવે અને તેમ છતાં પણ નાના ભાઇને તેની ઈચ્છા મુજબ દીધું-એમ કહેવાય, તે જ વ્યાજબી માગણી ગણાય, કેમ? આજે તો માગણી વ્યાજબી છે કે ગેરવ્યાજબી-એ નક્કી કરવામાં પણ સ્વાર્થના યોગે અનીતિ સેવાય છે. અહીં એવું નહોતું.

### શત્રુઘ્ને મથુરાની માગણી કરવી :

શ્રી રામચન્દ્રજીએ શત્રુઘ્નને કહ્યું કે-'તારે જે દેશ જોઈતો હોય તે તું લઈ લે!' આના ઉત્તરમાં શત્રુઘ્ન કહે છે કે-'મને મથુરાનું રાજ્ય આપો!'

**શ્રી રામચન્દ્રજીની સમજાવટ :**

આ માગણી વિચિત્ર છે. શ્રી રામચન્દ્રજી એ સમજે છે અને એથી શત્રુઘ્નને સમજાવે છે. પોતાને મથુરા આપવી નથી માટે સમજાવે છે એમ નથી. સમજાવવાનું કારણ જૂદું જ છે. શ્રી રામચન્દ્રજી શત્રુઘ્નને સમજાવે છે કે-'હે વત્સ ! તે મથુરાપુરી દુ:સાધ્ય છે, કારણ કે-મથુરાનગરીના રાજા મધુની પાસે ચમરેન્દ્રે આપેલું એક શૂલ નામનું હથીયાર છે. રાજા મધુનો ચમરેન્દ્ર મિત્ર હોવાથી, ચમરેન્દ્રે તે શૂલ રાજા મધુને ઘણા વખત પહેલાં આપેલું છે. એ દેવાધિષ્ઠિત હથીયાર દૂરથી દુશ્મનના સર્વ સૈન્યનો કચ્ચરઘાણ કાઢી નાખે છે, દુશ્મનના સર્વ સૈન્યનો નાશ કરી નાખે છે અને તેમ કરીને તે પાછું રાજા મધુના હાથમાં જ ચાલ્યું જાય છે.'

**શત્રુઘ્નને મથુરાનો જ મોહ હોવાથી**
**તેણે શ્રી રામચન્દ્રજીને આપેલો ઉત્તર :**

શ્રી રામચન્દ્રજી આ વસ્તુ દર્શાવવા દ્વારા શત્રુઘ્નને મથુરાની માગણી પાછી ખેંચી લેવાનું અને બીજા કોઈ પ્રદેશની માગણી કરવાનું સૂચવે છે: પરન્તુ શત્રુઘ્નને તો મથુરાનો જ મોહ લાગ્યો છે. શત્રુઘ્નને તો કોઈ પણ રીતિએ મથુરા જ જોઇએ છે: આથી શ્રી રામચન્દ્રજીની વાતને નહિ ગણકારતાં, શત્રુઘ્ન શ્રી રામચન્દ્રજી પ્રત્યે કહે છે કે-

" ×××××××××, देव! रक्षःकुलान्तक !।
तवास्मि नन्वहं भ्राता, त्राता कस्तस्य मधुधि ॥१॥

" प्रयच्छ मथुरां मह्यं, स्वयमेव मधोरहम् ।
प्रतीकारं करिष्यामि, व्याधेरिव भिषग्वरः ॥ २ ॥ "

શ્રી રામચન્દ્રજી જેવા જ્યારે-'મથુરાનગરી દુઃસાધ્ય છે'-એમ કહે છે, ત્યારે શત્રુઘ્ન કહે છે કે-'હે દેવ! આપ રાક્ષસકુલનો નાશ કરનારા છો અને હું આપનો જ ભાઈ છું!' અર્થાત્-આપ જ્યારે રાક્ષસકુલ જેવા સમર્થ વીરોથી ભરેલા કુલનો પણ નાશ કરી શકયા, તો આપનો ભાઈ હું, મથુરાનગરીના મધુ જેવા રાજાને નહિ જીતી શકું? મધુ બીજાઓ માટે અજેય હશે, પણ આપના ભાઈ એવા મારા માટે તે અજેય નથી જ. વળી-'જ્યાં હું તેની સાથે યુદ્ધ કરવા ગયો, એટલે મારી સાથેના યુદ્ધમાં તેનું રક્ષણ કરનાર કોણ છે?' હું રામચન્દ્રજી જેવા પરાક્રમીનો બંધુ છું, એટલે એ મારી સામે ટકી શકશે નહિ: કારણ કે-હું એની સામે યુદ્ધમાં જઈશ, એટલે એને બચાવનાર કોઈ નથી! આપ મારી ચિન્તા ન કરો તેમજ હું એ મધુને શી રીતિએ જીતીશ એનોય વિચાર ન કરો! 'આપ મને મથુરા આપો!' અર્થાત્-'તને મથુરાનું રાજ્ય આપ્યું'-એટલું જ આપ કહી ઘો એટલે બસ છે! તે પછી તો તે મધુનો પ્રતીકાર હું સ્વયમેવ કરીશ! ઉત્તમ વેદ્ય જેમ વ્યાધિનો પ્રતીકાર

કરે છે, તેમ હું પણ મધુનો પ્રતીકાર કરીશ.

**પ્રશંસા પરાક્રમના સદુપયોગની જ હોય :**

શત્રુઘ્નનો આ જવાબ, તેની પરાક્રમશીલતા સૂચવે છે. પરાક્રમી પુરૂષોના વારસામાં પણ પરાક્રમની છાયા આવે છે. આપણે આ પરાક્રમની કાંઈ પ્રશંસા કરતા નથી, પણ કુલની છાયા કેવી પડે છે તે જોવાનું છે! આપણે કેવળ પરાક્રમશીલતાના જ પ્રશંસકો નથી, પણ આપણે તો વસ્તુત: પરાક્રમના સદુપયોગના જ પ્રશંસકો છીએ. બીજાઓની જેમ શ્રી જૈનશાસન શક્તિનું પૂજક બનવાને ફરમાવતું નથી, પણ શક્તિના સદુપયોગની પૂજાનું વિધાન કરે છે! આનું આ પરાક્રમ જો સ્વપરના આત્મ-શ્રેયમાં વપરાય, દુ:ખી આત્માઓનાં દુ:ખો દૂર કરવામાં વપરાય, સજ્જનોની સેવામાં વપરાય, સંયમની સાધનામાં વપરાય, આરાધકોની આરાધનાને નિર્વિઘ્ન બનાવવામાં વપરાય, આત્માના સ્વભાવને ખીલવવામાં વપરાય, તો આપણે પરાક્રમના એવા ઉપયોગને ખૂબ જ વખાણીએ.

**વસ્તુ અને વસ્તુનો ઉપયોગ-એ બે**
**વચ્ચે ભેદ પાડતાં શીખવું જોઇએ :**

આજે ઘણાઓ વસ્તુ અને વસ્તુના ઉપયોગ વચ્ચે જે ભેદ પાડવો જોઈએ, તે પાડી શકતા નથી. સમ્યક્-ત્વના યોગે વસ્તુ અને વસ્તુના ઉપયોગ વચ્ચે રહેલો ભેદ પારખવાની વિવેકશક્તિ પણ પ્રગટે છે. ખરાબમાં ખરાબ

પણ વસ્તુ, કોઈક અવસરે સારાના હાથે એવા સદુપયો-ગમાં આવી જાય છે કે–બીજી સારામાં સારી વસ્તુથી જે કાર્ય પતે તેમ ન હોય, તેજ કાર્ય ખરાબમાં ખરાબ વસ્તુથી વિવેકિના હાથે સ્હેજમાં પતી જાય. આમ છતાં પણ, ખરાબ વસ્તુનું સારી વસ્તુ તરીકે વર્ણન ન થાય. એવા પ્રસંગે તો સદુપયોગ કરનારના વિવેકને જ વખાણાય અને એનાં વખાણ કરતાં પણ, ખરાબ વસ્તુ સારી વસ્તુ તરીકે ન મનાઈ જાય–એ માટે કાળજી રખાય. કેટલીક વાર વસ્તુનો ઉપયોગ કરનારના વિવેકની પ્રધાનતા હોય છે, તો કેટલીક વાર વસ્તુની પ્રધાનતા હોય છે. એનો નિશ્ચય કરતી વેળા પરિણામની ઉપેક્ષા ન કરાય.

**એ સત્ત્વશીલતા શા કામની ?**

શક્તિ ઘણી હોય, પણ એનો દુરૂપયોગ થઈ રહ્યો હોય તો ? ઘણા કાયબળવાળો બીજા જીવોને રંજાડયા કરતો હોય તો ? પાપકર્મો કરવામાં ચકચૂર રહેતો હોય તો ? ધર્મનો દ્વેષ કરતો હોય તો ? ધર્મમાર્ગમાં વિઘ્નો નાખ્યા કરતો હોય તો ? ધર્માત્માઓને પરિતાપ ઉપ-જાવવાના જ પ્રયત્નો કર્યા કરતો હોય તો ? એવાનું સત્ત્વ એવાને દુર્ગતિમાં જ ઘસડી જનારૂં બને. ધર્મી સત્ત્વશીલ હોય તો સ્વપર–કલ્યાણ સાધે અને અધર્મી–ધર્મદ્વેષી સત્ત્વશીલ હોય તો સ્વ–પર બન્નેના હિતને હણનારો બને. ધર્માત્મામાં ભલે થોડું સત્ત્વ હોય, પણ

તે બીજાને નુકશાન તો નહિ કરે ને? કાયદા ભણ્યો, પણ કાયદા જાણીને યુક્તિથી બીજાઓનું હોઈયાં કરવાનું જ લઈ બેઠો, તો એ ભણતર શા કામનું? વસ્તુમાં જેમ સારી-ખોટીનો વિવેક કરવો જોઈએ, તેમ ઉપયોગ પણ જોવો જોઈએ. આજે આ વસ્તુ ભૂલાઈ છે.

**પુણ્યભેદ :**

શત્રુઘ્ન કમ પરાક્રમી નથી. રાજા મધુ શ્રી રાવણનો જમાઈ છે. દૈવી સંપત્તિ ભોગવનારો છે. દેવાધિષ્ઠિત શસ્ત્રવાળો છે. ભલભલા બળવાન રાજાઓ એની સામે આંગળી ચીંધી શકતા નથી. શ્રી રામચન્દ્રજીએ પણ કહ્યું છે કે-'એવાને અમારેય કેમ જીતવો એની અમને મુંઝવણ છે.' શત્રુઘ્ન આ બધું જાણે છે, છતાં-'મધુનો પ્રતિકાર હું સ્વયમેવ કરી લઈશ'-એમ કહે છે! આ સત્ત્વશીલતા તો છે જ, પરન્તુ એનો ઉપયોગ વખાણવા જેવો નથી.

**સભા૦** આ તો વાસુદેવ અને બલદેવ હતા ને? છતાં આનામાં બલ વધારે કેમ?

શ્રી રામચન્દ્રજી વિગેરેનું પુણ્ય જૂદું છે અને મધુનું પુણ્ય જૂદું છે. શ્રી ભરતજી ચક્રવર્તી હતા, છતાં શ્રી બાહુબલજીમાં જે બલ હતું તે શ્રી ભરતજીમાં નહિ હતું. શ્રી શ્રેણિકની પાસે રાજ્ય હતું, પણ શ્રી શાલિભદ્રજી જેવી ભોગસામગ્રી નહોતી અને શ્રી શાલિભદ્રજી પાસે દૈવી ભોગસામગ્રી હતી, પણ રાજ્ય નહિ હતું. આ પુણ્યભેદ!

શ્રી લક્ષ્મણજી વાસુદેવ તથા શ્રી રામચન્દ્રજી બલદેવ હતા એ બરાબર છે, તેમાં કોઈ વચ્ચે ન આવી શકે એવા પુણ્યવાળા તેઓ હતા એય બરાબર છે : પણ કોઈ પુણ્યવાનની પાસે તે કાળમાંય વિશિષ્ટ સામગ્રી હોય એ બને.

**શ્રી રામચન્દ્રજીની સૂચના :**

શ્રી રામચન્દ્રજી શત્રુઘ્નને અનેક પ્રકારે સમજાવે છે, પણ શત્રુઘ્ન મથુરાપુરી મેળવવાનો પોતાનો આગ્રહ જારી રાખે છે. શ્રી રામચન્દ્રજીએ જોયું કે–'આ કોઈ પણ રીતિએ માને તેમ નથી.'–એટલે શ્રી રામચન્દ્રજીએ મથુરાનગરીના રાજા મધુને જીતવાનો ઉપાય બતાવ્યો. કહ્યું કે–'મધુ જે વખતે તેના મિત્ર ચમરેન્દ્રે આપેલા શુલથી રહિત હોય તેમજ પ્રમાદમાં પડ્યો હોય, તેવા સમયે જ તારે મધુની સામે લડવું !'

**પ્રમાદ ભયંકર છે :**

આ ઉપરથી એ પણ જાણવાનું મળે છે કે–દેવાધિષ્ઠિત શસ્ત્રાસ્ત્રો પણ પ્રમાદિને માટે સહાયક બની શકતાં નથી. વિષય–કષાયની રક્તતા, એ ભયંકર પ્રમાદ છે. એકલા જ બલ ઉપર તાગડધીન્ના કરવા અને પોતાની સામગ્રી તથા પુણ્યનું તેમજ સામાની સામગ્રી તથા પુણ્યનું માપ નહિ કાઢતાં ધપાવ્યે જ રાખવું, તે પોતાના નાશને પોતે નોંતરવા જેવું છે. એ રીતિએ તો હજારોનો નાહક સંહાર થાય. અકાલે કેટલાય મરે અને તે છતાંય વસ્તુની પ્રાપ્તિ

ન થાય. પુણ્ય ક્ષીણ થવા આવ્યું હોય, ત્યારે જ પ્રાયઃ આવું નિમિત્ત મળી જાય છે. મધુ પાસે કમ સામગ્રી નથી, પણ હવે તેનો પરાજય થવાનો નિર્માયો છે. સામગ્રી-સંપન્ન પણ પ્રમાદી બને તો હારે. રાજ્યની સાધનામાં પણ પ્રમાદ જો ભયંકર છે, તો ધર્મની સાધનામાં પ્રમાદ ભયંકર હોય, એમાં નવાઈ શી?

**દુર્ગતિથી બચવું હોય અને અક્ષયપદ પ્રાપ્ત કરવું હોય તો સંયમ રૂપ શસ્ત્ર લઈ પ્રમાદી બનવું નહિ:**

શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાની આરાધના અખંડપણે કરવી હોય, તેણે પ્રમાદ રૂપ મહાશત્રુથી સદા સાવધ રહેવું જોઈએ. દુર્ગતિ રૂપ દુશ્મનને ભેદનાર અને અક્ષયપદને પમાડનાર સંયમ રૂપ શસ્ત્ર સાધુઓની પાસે હોય છે. સંયમ રૂપ શસ્ત્રને જે જાળવી જાણે, તે દુર્ગતિમાં જાય નહિ અને અલ્પકાળમાં અક્ષયપદનો ભોક્તા બન્યા વિના રહે નહિ: પણ સંયમ વેષ પૂરતું રહી જાય અને વિષય-કષાય રૂપ પ્રમાદથી ઘેરાઈ જવાય, તો દુર્ગતિ રૂપ દુશ્મન ફાવી જાય તે સ્વાભાવિક છે. શાસનની આરાધના કરીને આત્માને કર્મથી અલિપ્ત બનાવી દેવો હોય, તો પ્રમાદ સામે સાવધ બન્યા રહેવું જોઈએ. પ્રમાદ, એ સંસાર-ભ્રમણની જડ છે અને સંયમ, એ સંસારનાશનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે. સંયમ રૂપ શસ્ત્ર, કે જે શ્રી જિનવરેન્દ્રે આપેલું છે, તે જેની પાસે હોય તેનાથી સંસાર વધારનારા શત્રુઓ

ભાગતા ફરે છે. જેણે એ શસ્ત્રને ગ્રહણ કર્યું છે, તેણે તે શસ્ત્ર દૂર ન રહી જાય અને પ્રમાદમાં પડી ન જવાય, એની ખૂબજ કાળજી રાખવી જોઈએ. સંયમની સાચવણીમાં કલ્યાણના અર્થિએ જરા પણ બેદરકાર નહિ બનવું જોઈએ.

**શ્રી રામચન્દ્રજી તથા શ્રી લક્ષ્મણજીએ**
**શત્રુઘ્નને ધનુષ્ય-બાણો આપવાં :**

શ્રી રામચન્દ્રજીએ શત્રુઘ્નને કહ્યું કે-'મધુની સાથે તારે તેવા જ સમયે યુદ્ધ કરવું, કે જે સમયે તે ચમરેન્દ્રે આપેલા શૂલશસ્ત્રથી રહિત હોય તેમજ જે સમયે તે પ્રમાદમાં પડેલો હોય!' આટલી સૂચના કરીને, શ્રી રામચન્દ્રજીએ શત્રુઘ્નને અક્ષયબાણવાળાં બે ભાથાં આપ્યાં તેમજ કૃતાન્તવદન નામના સેનાપતિને પણ શત્રુઘ્નની સાથે જવાની આજ્ઞા ફરમાવી શ્રી રામચન્દ્રજીએ આટલું કેમ કર્યું? એટલા જ માટે કે-શત્રુઘ્ન જ્યારે હિંમત કરીને મથુરાનું રાજ્ય જીતવા જાય જ છે, તો પછી એ જીતીને જ આવે! શ્રી લક્ષ્મણજી પણ વિજયની જ આશંસાવાળા છે. મધુ ઉપરનો વિજય, એ સામાન્ય વિજય નથી. તેવા અસામાન્ય વિજયને ઈચ્છતા શ્રી લક્ષ્મણજીએ પણ એ વખતે શત્રુઘ્નને પોતાનું અર્ણવાવર્ત્ત ધનુષ્ય આપ્યું તેમજ તેની સાથે પોતાનાં અગ્નિમુખ બાણો પણ આપ્યાં. આટલી સામગ્રી આપી : કારણ કે-એ લોકો આંધળીયાં કરનારા નહોતા! આવા અવસરે પરિણામ વિચાર્યા વિના કદમ

ભરનારા એ નહોતા! અને માટે જ શત્રુઘ્ન જીતે એવી ઇચ્છાથી, મધુની બલસામગ્રીનો વિચાર કરીને, જરૂરી સૂચના અને સામગ્રી આપવાનું તેઓ ચૂકતા નથી.

**શત્રુઘ્ને મથુરા પાસે જઇને મધુરાજા શૂલરહિત તેમજ પ્રમાદી હોવાની બાતમી મેળવવી :**

હવે શત્રુઘ્ન ત્યાંથી મથુરા તરફ પ્રયાણ કરે છે. નિરંતર પ્રયાણ કરીને તે મથુરાનગરીની નજદિકમાં આવી પહોંચે છે. શત્રુઘ્ન અને કૃતાન્તવદન સેનાપતિ વિગેરે તેના સરદારો એવી રીતિએ પ્રયાણ કરીને આવ્યા છે કે–મધુરાજાને તેમના આગમનની કશી જ ખબર પડી નથી. શત્રુઘ્ન વિગેરે ત્યાં આવીને નદીકાંઠે પોતાનો પડાવ નાખે છે. હવે શ્રી રામચન્દ્રજીએ કરેલી સૂચનાને યાદ કરવામાં આવે છે અને તે સૂચનાનો અમલ કરવાનો નિશ્ચય હોવાથી, પોતાની પાસેના બાહોશ ચરપુરૂષોને, શત્રુઘ્ન, મથુરાનગરીમાં તપાસ કરવાને મોકલે છે. મધુરાજા ક્યાં છે અને તેની પાસે ચમરેન્દ્રે આપેલું શૂલ છે કે નહિ, એની ચરપુરૂષો તપાસ કરે છે. છૂપી રીતિએ તપાસ કરતાં, તે ચરપુરૂષોને ખબર પડે છે કે–'રાજા મધુ મથુરા-નગરીમાં નથી. મથુરાનગરીની બહાર પૂર્વદિશામાં આવેલા 'કુબેર' નામના ઉદ્યાનમાં તે પોતાની જયંતી નામની પત્નીની સાથે ક્રીડા કરવાને માટે ગયેલ છે.' ચરપુરૂષો એવી પણ બાતમી મેળવે છે કે–'હાલ રાજા મધુ ક્રીડારક્ત છે

અને ચમરેન્દ્રે આપેલું શૂલશસ્ત્ર તેની પાસે નથી, પણ તે મથુરાનગરીમાં તેની–રાજા મધુની આયુધશાલામાં છે!' ચરપુરૂષો એ જ વખતે જઈને, પોતાને મળેલી માહિતી શત્રુઘ્નને જણાવે છે.

**પ્રશસ્ત અને અપ્રશસ્ત :**

જૂઓ કે–ભવિતવ્યતા વિપરીત હોય, ત્યારે કેવા સંયોગ આવી મળે છે! શત્રુઘ્નને વિજય મળવો છે, એટલે એને કેટલી અનુકૂળતા મળે છે!! શત્રુઘ્ન પ્રપંચ રમી રહ્યો છે. અત્યાર સુધી તે શાંતિ જાળવીને બેઠો હતો. યુદ્ધનું એક પણ ચિહ્ન એણે દેખાવા દીધું નહોતું. આ શાંતિ અને આ બાહોશી, એ ધર્મ છે? શાન્તિ–શાન્તિ એવો જાપ કરનારાઓનો હેતુ જૂઓ! શાંતિ દંભ રૂપ હોય, તો મહા અશાંતિનું કારણ. પ્રશસ્ત ઉગ્રતા સારી, પણ દાંભિક શાંતિ ખરાબ. પ્રશસ્ત ઉગ્રતા સ્વપર માટે લાભકારી અને દાંભિક શાન્તિ સ્વપરનો ઘાત કરનારી. પ્રશસ્ત કોને કહેવાય, એ જરૂર જોજો! પ્રશસ્તના નામે અપ્રશસ્ત ન પોષાઈ જાય, તેની કાળજી રાખજો. પૌદ્ગલિક સ્વાર્થવૃત્તિનો એક અંશ પણ જેમાં હોય, તે પ્રશસ્ત નથી. પ્રશસ્ત પ્રવૃત્તિમાં વિવેક હોય અને કેવળ સ્વપરના આત્મહિતની દૃષ્ટિ હોય. જ્યાં એનો અભાવ, ત્યાં પ્રશસ્તતાનો પણ અભાવ! આટલી સમજપૂર્વક, અપ્રશસ્તને તજી પ્રશસ્તને અપનાવજો.

**શત્રુઘ્ને મથુરામાં પેસવું અને રાજા મધુને રૂંધવો :**

ચરપુરૂષો દ્વારા મધુરાજાની પ્રમાદવાળી સ્થિતિ અને શૂલશસ્ત્રરહિત દશા જાણીને, શત્રુઘ્ને તેજ રાત્રે મથુરાનગરીમાં પ્રવેશ કર્યો. ચરપુરૂષોએ પણ આવીને કહ્યું હતું કે-'कालोऽयं तस्य योधने।' અને શ્રી રામચન્દ્રજીની પણ એવી જ સૂચના હતી. શત્રુઘ્ને મથુરાપુરીમાં પ્રવેશ કર્યો, એટલે હવે વાત છૂપી રહે ? વળી આ વખતે તો યુદ્ધની જ સઘળી તૈયારી હતી. કુબેરોદ્યાનમાં ક્રીડામસ્ત બનેલા રાજા મધુને તેની ખબર પડી, એટલે ઝટ તે મથુરાનગરીમાં આવવા નીકળ્યો : પણ શત્રુઘ્ને તેને રસ્તામાં જ રોકીને રૂંધી લીધો. શત્રુઘ્નનો પહેલેથી જ ઈરાદો એ હતો કે-મધુરાજાને પાછો મથુરાનગરીમાં પેસવા દેવો જ નહિ : અને એથી ચમરેન્દ્રે આપેલું શૂલ તેના હાથમાં આવી શકે નહિ ! રાજા મધુ મથુરામાં પેસી શકે અને આયુધશાળા સુધી શત્રુઘ્ન તેને પહોંચવા દે, તો પેલું હથીયાર તેના કામમાં આવે ને ? પણ મધુરાજાને મથુરામાં પેસતાં જ શત્રુઘ્ને રૂંધ્યો, એટલે ત્યાં જ યુદ્ધની શરૂઆત થઈ ગઈ.

**યુદ્ધ અને દીક્ષા :**

યુદ્ધમાં શું હોય ? મારામારી અને કાપાકાપી ! યુદ્ધમાં ગયેલો જીવતો પાછો આવશે કે નહિ, તે કહેવાય

નહિ. મરવાનો સંભવ ઘણો અને જીવવાનો સંભવ ઓછો. એ મરણ પણ કેવું? મોટે ભાગે તો ત્યાં દુશ્મનના માણસોને હણવાની જ વૃત્તિ હોય અને એવા દુર્ધ્યાનમાં મરે તે દુર્ગતિએ ગયા વિના રહે નહિ. આ ભવમાં અકાળે મૃત્યુ અને પરભવમાં દુર્ગતિ! આમ છતાં પણ, કોઈ યુદ્ધમાં જાય, ત્યારે દુનિયા એને ફુલહારો પહેરાવે છે. કારણ? કારણ કે-દુનિયા એવી જ વૃત્તિમાં પડેલી છે. યુદ્ધમાં આ ભવનું અકાળે મૃત્યુ અને પરભવની દુર્ગતિનો ઘણો મોટો સંભવ હોવા છતાં પણ, એ રસ્તે જનારાઓને કોઈ અટકાવતું નથી: માબાપ અટકાવે તો માબાપને કાયર તથા દ્રોહી કહેવાય છે: તાજી પરણેલી પત્ની પણ 'મારૂં શું થશે?' એમ ત્યાં બોલી શકતી નથી કે એની ત્યાં કોઈ દયા ખાતું નથી: જ્યારે દીક્ષાના નહિ જેવા પ્રસંગમાં કારમો કોળાહળ કરી મૂકાય છે. દીક્ષામાં કલ્યાણ નિશ્ચિત છે, તે છતાંય! દીક્ષા જો શુભ ભાવપૂર્વક લેવાય અને આજ્ઞાધીનપણે પળાય, તો એનાથી જે કલ્યાણ સધાય છે, તેવું બીજા કશાથી પણ સધાતું નથી. આમ છતાં, દીક્ષાના પ્રસંગમાં કારમો કોલાહલ અને અકાલે મરવા તથા દુર્ગતિમાં પડવા જાય, ત્યાં અભિનન્દન! આ દશાનો જો વિવેકપૂર્વક વિચાર કરવામાં આવે, તો સમજાય કે-જેનામાં આત્મિક દૃષ્ટિ નથી આવી અને પરદૃષ્ટિથી જ જેઓ દોરાયા છે, તેઓ પ્રાયઃ જ્ઞાનિઓથી ઉંધે માર્ગે જ ચાલનારા હોય છે.

### મધુપુત્રનું મૃત્યુ :

ખેર, અહીં પણ મારામારી શરૂ થઈ ગઈ. રામાયણ-રણના આરંભમાં શ્રી લક્ષ્મણજીએ જેમ ખરને હણ્યો હતો, તેમ આ યુદ્ધના આરંભમાં શત્રુઘ્ને પહેલો જ મધુના દીકરા લવણને માર્યો. મધુનો દીકરો લવણ કોડ-ભર્યો નહિ હોય? એને માટે રોનાર કોઈ નહિ હોય? પણ ત્યાં મોહની વાત જ ન થાય, એમ માને છે!

### આત્મકલ્યાણની સાધનામાં જ છૂટ નહિ?

દેશની ચળવળમાં માતાપિતાની આજ્ઞાને અવગણવાની છૂટ, સગાં-વહાલાંનો ત્યાગ કરવાની છૂટ, માથાં ફૂટે ત્યાં જવાની છૂટ અને જેલમાં ગોંધાઈ રહેવા માટે જવાની પણ છૂટ! એજ રીતિએ સ્ટીમર અને વિમાન વિગેરેમાં જ્યાં ઘણી વાર જીવલેણ અકસ્માતો થાય છે–એવાં સાધનોમાં બેસીને, ઘરબાર તથા સાથી–સંબંધી વિગેરેને તજી પૈસા કમાવા પરદેશ જવાની છૂટ!! પણ દીક્ષા લેવાની છૂટ નહિ! બધા જ વાંધા, એક માણસ આત્માનું કલ્યાણ સાધવા નીકળે ત્યાં! આત્મકલ્યાણનો સાચો માર્ગ ગમતો નથી, આત્મા વિષે વાસ્તવિક વિશ્વાસ નથી, એનું જ આ પ્રમાણ-પત્ર છે ને? આત્માનું કલ્યાણ સાધવા નીકળનારને હાથ જોડવાને બદલે, આજે એને દુષ્ટમાં દુષ્ટ રીતિએ પણ પાછો પાડવાના પ્રયાસો થાય છે, એ કચી દશા? તમારાથી આત્માનું ન સધાય તો તમે જાણો, થોડું સધાય તો થોડું સાધો, પણ

આત્માનું સાધનારાઓની આડે કાં આવો છો ? તમને તમારા સ્વાર્થ માટે સામાને પાપમય પ્રવૃત્તિઓમાં પડેલો રાખવાની છૂટ અને આત્મકલ્યાણના અભિલાષિને જ્ઞાનિઓએ ફરમાવેલી રીતિએ આત્મકલ્યાણ સાધવાની છૂટ નહિ, આ ક્યાંનો ન્યાય ?

**સાચો દયાળુ પાડવાનો પ્રયત્ન ન જ કરી શકે :**

છોકરો નિષ્પાપ જીવનમાં જાય એ માટે રો-કકળ અને છોકરો પાપમાં ખૂંચે તેની ચિન્તા કે દયા કશું જ નહિ ! કોઈ પાપી બને એનું તમને કેટલું દુઃખ છે અને કોઈ દીક્ષિત બને એનું તમને કેટલું દુઃખ છે ?-આ બેનું માપ કાઢો ! દુનિયામાં સેંકડો આદમીઓ પાપો આચરી રહ્યા છે, એની દયા આવી ? સેંકડો આદમીઓ પાપથી બચવાનો માર્ગ જાણતા નથી-અજ્ઞાન છે, એની દયા આવી ? કોઈ દિવસ એમ થયું કે-' પાપમાં મસ્ત બનેલા અજ્ઞાનિઓ બીચારા શી રીતિએ ઉગરે અને દુર્ગતિ આદિનાં દુઃખોથી કયી રીતિએ બચે ? ' દુઃખ ખટકે છે અને દુઃખને ઉત્પન્ન કરનાર પાપ ખટકતું નથી, એનું કારણ ? જેને પાપ ખટકે નહિ તેજ દીક્ષાનો વિરોધ કરી શકે. દયાળુ દીક્ષાનો વિરોધી હોય નહિ. દીક્ષિતનાં માતા-પિતા વિગેરેને મોહથી દુઃખ થાય, ત્યારે સાચો દયાળુ દીક્ષિતને પાડવાનો પ્રયત્ન ન કરે, પણ મોહા-

ધીનોમાં વિવેક પ્રગટાવવાનો જ પ્રયત્ન કરે! પણ એ, સમ્યક્ત્વ ગુણની છાયા આવ્યા વિના પ્રાયઃ બને નહિ. આજે તો આત્મા, પુણ્ય, પાપ આદિનો વિશ્વાસ નથી અને એથી જ શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ અપાએલી અને અપાતી દીક્ષાનો પણ વિરોધ થઇ રહ્યો છે. મોટે ભાગે તો આત્મા તથા પુણ્ય-પાપ અને મોક્ષ આદિનો વિશ્વાસ નહિ હોવાના કારણે, દીકરો મરે તે ખમાય છે પણ આત્મકલ્યાણના માર્ગે જાય તે ખમાતું નથી : પણ એ પાપમાં સાથ દેનારા તો મહાપાપિઓ જ છે.

### શ્રી લક્ષ્મણજીનાં અગ્નિમુખ બાણોથી શત્રુઘ્ને રાજા મધુને ઘાયલ કરી દેવો :

શત્રુઘ્ને યુદ્ધના આરંભમાં જ મધુના લવણ નામના દીકરાને હણી નાખ્યો, એથી રાજા મધુને ખૂબ ક્રોધ ચઢયો.

પહેલાં મધુનો દીકરો મર્યો, તે એની હારની નિશાની છે. યુદ્ધમાં જેના પક્ષમાં કોઈ મૂખ્ય પહેલાં મરે, તે પક્ષની પ્રાયઃ હાર થાય છે.

પોતાના દીકરાના અવસાનથી રાજા મધુ હવે ગુસ્સામાં આવીને લડે છે. પોતાના ધનુષ્યનું આસ્ફાલન કરીને તે શત્રુઘ્નની સામે દોડે છે અને બન્નેય વચ્ચે શસ્ત્રાશસ્ત્રીનું ઘોર યુદ્ધ મચે છે. દેવો વિરૂદ્ધ દાનવોના યુદ્ધની જેમ તે યુદ્ધ ઘણો કાળ ચાલ્યું અને શત્રુઘ્ન તથા મધુ એક-બીજાનાં અસ્ત્રોને અસ્ત્રોથી છેદતા જ રહ્યા.

શત્રુઘ્ને જોયું કે-'હવે સામાન્ય હથીયારોથી કામ નહિ ચાલે. દુશ્મન સામાન્ય હથીયારોથી જીતાય તેમ છે નહિ.' આથી શત્રુઘ્ને તેજ વખતે અર્ણવાવર્ત્ત ધનુષ્યનું અને અગ્નિમુખ બાણોનું સ્મરણ કર્યું.

આપણે જોઈ ગયા છીએ કે-અયોધ્યાથી નીકળતાં પહેલાં, શ્રી લક્ષ્મણજીએ તે અર્ણવાવર્ત્ત ધનુષ્ય અને અગ્નિમુખ બાણો, શત્રુઘ્નને આપ્યાં હતાં.

શત્રુઘ્ને સ્મરણ કરતાંની સાથે જ તે ધનુષ્ય તથા બાણો તેને પ્રાપ્ત થઈ ગયાં અને તે પ્રાપ્ત થતાંની સાથે જ ધનુષ્ય ચડાવીને અગ્નિમુખ બાણો વડે શત્રુઘ્ને, શિકારી જેમ સિંહને ઘાયલ કરે, તેમ રાજા મધુને ઘાયલ કર્યો.

**મધુરાજાની અન્તિમ સમયની વિચારણા :**

મધુરાજા ઘાયલ થયા બાદ વિચાર કરે છે કે-

'शूलं पाणौ न मेऽभ्यागान्—न हतो लक्ष्मणानुजः ।'

મારા મિત્ર ચમરેન્દ્રે આપેલું શૂલ મારા હાથમાં આવ્યું નહિ અને આ શત્રુઘ્ન મારાથી હણાયો નહિ! પોતાના પરાજય ઉપર પોતે શોક કરે છે. આવા પરાક્રમી રાજાને પરાજય સાલે એમાં નવાઈ નથી, પણ આ બુદ્ધિ સારી તો નથી જ! દુશ્મન હણાયો નહિ, એ વિચાર ખરાબ જ છે. પણ રાજા મધુ પુણ્યવાન છે. એની વિચાર-સરણીને પલ્ટો ખાતાં વાર લાગતી નથી. પોતાનો અન્તકાળ નજદિક છે, એમ રાજા મધુ સમજી જાય છે અને એથી

જીંદગીમાં કરવા લાયક કૃત્યો ન કરવા બદલ રાજા મધુના હૃદયમાં પરિતાપ જન્મે છે. એ વિચારે છે કે–

" गतं मम मुधा जन्म, जिनेन्द्रो न यदर्चितः ।
कारितानि न चैत्यानि, दत्तं पात्रेषु नो मया ॥१॥ "

રાજા મધુને લાગે છે કે–પોતે પોતાનું જીવન નિરર્થક ગુમાવી દીધું! કારણ કે–ન તો શ્રી જિનપૂજા કરી, ન તો શ્રી જિનચૈત્યો બંધાવ્યાં અને ન તો સુપાત્રમાં દાન દીધું! શ્રી જિનેશ્વરદેવને જો સારી રીતિએ મેં પૂજ્યા હોત, મારી શકયતા મુજબ મેં જો શ્રી જિનમન્દિરો બંધાવ્યાં હોત અને સુપાત્રોમાં જો મેં દાન દીધું હોત, તો જ મારો આ જન્મ સફલ થાત, આવું રાજા મધુ અન્તિમ અવસ્થામાં ચિન્તવે છે.

**ઉત્તમ આત્મા :**

મધુ રાજાનો જીવ જો ઉત્તમ ન હોત, તો પ્રાણ જવાની તૈયારી વખતે અને તે પણ આવી હાર ખાધા પછીથી, આ જાતિની વિચારણા તેને આવત ખરી? નહિ જ, પણ આ તો સદ્‌ગતિગામી આત્મા છે, એટલે એને આવા વખતે પોતાનો જન્મ ફોગટ ગુમાવ્યાનો વિચાર આવે છે.

**ઉત્તમ આત્માઓની વિચારદશાને સમજો :**

**સભા૦** શું કોઈ દિવસ મધુરાજાએ શ્રી જિનેશ્વરદેવની પૂજા નહિ કરી હોય?

એમ કેમ કહેવાય ? જીવનમાં કાંઈ કેય ધર્મવૃત્તિ ન હોય, તો અન્તિમ સમયે અને તે પણ કોઇની ય તરફથી ખાસ પ્રેરણા પામ્યા વિના, આવા વિચારો આવવા એ બનવાજોગ ઓછું છે. ઉત્તમ આત્માઓ પશ્ચાત્તાપ કરતા હોય, ત્યારે આવું વિચારે તે સ્વાભાવિક છે. પોતે રાજા હતો, સમર્થ હતો, સામગ્રીસંપન્ન હતો, એ અપેક્ષાએ તે જેવી જિનપૂજા કરી શકે, જેટલાં ચૈત્યોનું નિર્માણ કરી શકે અને જેટલું સુપાત્રદાન દઈ શકે, તેટલા પ્રમાણમાં તે તે ક્રિયાઓ તેણે ન કરી હોય અને એથી જ તેણે આવો વિચાર કર્યો હોય એ વધુ શક્ય છે. ઉત્તમ આત્માઓની વિચારદશાને સમજતાં શીખવું જોઈએ. એ પુણ્યાત્માઓ પશ્ચાત્તાપ-ભાવમાં ‘હું મહા પાપી’-‘હું મહા અધમ’-‘હું ગજબનો વિષયાસક્ત’ વિગેરે વિગેરે વિચારો કરે, તે સ્વાભાવિક જ છે : પણ, માત્ર તેટલા ઉપરથી જ તેમને મહા પાપી, મહા અધમ અગર તો મહા વિષયાસક્ત માની લેવા એ મૂર્ખાઈ છે.

**મરણથી નહિ પણ જન્મથી ડરો :**

ખેર, આટલો પણ પશ્ચાત્તાપ કરવાનો સમય ન આવે એ ઇચ્છવાજોગ છે. એક દિવસ સૌને મરવાનું તો છે જ. જન્મેલા મરવાના જ, એ સુનિશ્ચિત વાત છે. જ્યારે મરણ આવવાનું જ છે, અને તે પણ આપણી જાણ બહાર, તો પછી સાવધ થવું એમાં ડહાપણ કે બેદર-

